# સતી વીરકળા.

(એક મનોરંજક વાર્તા.)

---


પ્રસિદ્ધ કરનાર,

સંઘવી કાનજી હેમચંદ.

ટેલીફોન માસ્તર

મોરબી સ્ટેટ.


---


આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦.


---



---


અમદાવાદ આર્યોદય પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૪. સને ૧૮૯૮.

કીમત ચાર આના.

# સતી વીરકળા.

(એક મનોરંજક વાર્તા.)

પ્રસિદ્ધ કરનાર,

સંઘવી કાનજી હેમચંદ.

ટેલીફોન માસ્તર

મોરબી સ્ટેટ.

આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦.



અમદાવાદ આર્યોદય પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૪. સને ૧૮૯૮.

કીમત ચાર આના.

# अर्पण पत्रिका.

ગૌબ્રાહ્મણ પ્રતીપાળ બાશ્રી રાણીજી

બા સ્વસ્થાન મોરબી.

હરીગીત છંદ.

પ્રીતી અતી વિદ્યા વિષે, શુભ નવિન ગ્રન્થો વાંચવા;<br>
આતુર ઉર આતુર નિશ્ચે, અગ્રણિ નીશદીન થવા.<br>
નીત્યે નવી કળની વૃદ્ધિ, જોવા અતી ઉત્સાહ ઉરે;<br>
એવા દયાળુ રાણીજીની, શીવ સદા ચડતી કરે. ૧

ઉર રમતછે રસ શાસ્ત્રની, સાહિત્ય શિક્ષણ બહુ લહે;<br>
પાંડિત્ય જેને પ્રિય અતી, ગુણનું વડું ગૌરવ ગ્રહે.<br>
ભક્તિ વિષે અનુરાગ છે, વાણી વિવેકી ઉચરે;<br>
એવા દયાળુ રાણીજીની, શીવ સદા ચડતી કરે. ૨

બહુ વીત ખરચ્યા પ્રીતથી, સતધર્મના શુભ કામમાં;<br>
હરનીશ કરવું શ્રેય: પરનું, લક્ષ આઠે જામમાં.<br>
આંગણ અતીથી આવતા, સંતુષ્ટ થઇ પાછા ફરે;<br>
એવા દયાળુ રાણીજીની, શીવ સદા ચડતી કરે. ૩

મીઠી નીધા રૈયત પરે, નીશદીન રાજી રાખતા;

શાણા મયાળુ સર્વથા, જેથી મિઠા ફળ ચાખતા,
બહુ પુત્રિઓને પોષતા, હૈડું સદા હરષે ભરે;
એવા દયાળુ રાણીજીની, શીવ સદા ચડતી કરે. ૪

## કલ્યાણ.

(શ્રી જગત્પતી—એ રાહ.)

ગુણ શું હું ગણું, જીવો રાણીજી ઘણું;
અચળ આપનું સૌભાગ્ય, એ મુખે ભણું;—ટેક.
પુણ્યવંતને પરોપકારી, સદા ગ્રહ્યો સત્પંથ;
અચળાપર યશવંત બન્યાછો, ભક્તીભાવ ભગવંત.
તીર્થસ્થાન વિલોકયા વિગતે, સફળ આપ અવતાર;
દામતણી દરકાર કરી નહિ, સાધુસંત સતકાર;
ગૌબ્રાહ્મણ પ્રતીપાળ આપછો, ધર્મ શ્રદ્ધા અતી નેટ;
ચમત્કાર અતી મયુરપુરમાં, રમા તુલ્ય છો શ્રેષ્ટ;
અનેક ગુણો આપ વિલોકી, અર્પુ આ લઘુ ગ્રન્થ;
સ્વીકારશો સદ્ભાવે શ્રીમતી, અત્રની તળ યશવંત.

હું છું નમ્ર સેવક,
પ્રસિદ્ધ કર્તા.

# પ્રસ્તાવના.

અનેક સતી અબળાના ચરિત્રે, નાટક, નોવેલ, (નવલ કથા) કે વાર્તાના રૂપમાં લખાઇ પ્રગટ થયાં છે, અને થતાં જાય છે. જે ખરેખર આનંદ પામવા જેવું છે. સતી અબળાના સુચરિત્રો જેટલે દરજ્જે મનોરંજક છે. તેટલે દરજ્જે બલ્કે તેથી પણ વિશેષ દરજ્જે શીક્ષણ લેવા યોગ્ય છે. જેથી તેવાં સુબોધક ચરિત્રો બહાર પડે એ ખરેખર આર્ય વિદ્યાની ઉન્નતીનું કારણ છે, એટલુંજ નહિ પણ આધુનીક અબળાની સ્થીતિ સુધારવાનું એક ઉત્તમોત્તમ સાધન છે. આમ વિચારી રાસમાળા તથા ગુજરાત, કાઠિયાવાડ દેશના જુદા જુદા ઇતિહાસોમાં એક ચરિત્ર જે મારા વાંચવામાં આવ્યું તે મને એટલે બધે દરજ્જે રૂચીકર થયું કે તેનો ચીતાર એક નાનકડી વાર્તાના આકારમાં ગોઠવી કાઢવા મને વલણ થયું તે એવા હેતુથી કે વાંચનારી આલમને પણ રૂચીકર થાય, અને બોધ મળે. આ વિચાર મેં મારા એકાદ સ્નેહિતે દર્શાવતાં મારા વિચારને તેણે ટેકો આપ્યો, જેથી મેં આ પ્રયાસ શરૂ કર્યો.

સતી વિરકળાના ચરિત્રથી આર્ય મહિલાઓને આનંદ થશે; એટલેથીજ બસ નથી પણ આર્ય પુરૂષ વર્ગને પણ તેથી વિશેષ આનંદ થશે. તે એવા કારણથી કે વીરકળાના પતી રાણાજી ગોહીલનું આખ્યાન પણ ખરેખર બોધક અને હૃદય દાયક છે. કારણ કે રાણાજી ગોહીલે સ્વદેશાભીમાનનો જુસ્સો એટલે દરજ્જે પ્રદર્શીત કર્યો છે કે જેથી પ્રતીપક્ષીઓને પણ એક વખત તેના વખાણ કરવાનો વિચાર આવ્યો હશે.

આ શીવાય એક ચારણ પુત્રિનો દેવતાઇ ચમત્કાર, રાણાજીને આપેલો આશીર્વાદ જે રાણાજીને એક ઉતમ ફળરૂપ થઈ પડયો તે પણ મનન કરવા યોગ્ય છે.

સૌરાષ્ટ્ર દેશમાં વાર્ત્તાના પ્રસંગ વખતે રજપુતની જાહોજલાલી, દેશોન્નતિ વીચાર, પડતીના કારણ, મુસલમાનનો અભ્યુદય ઇત્યાદી બાબતોનો પણ બોધ થાય છે.

આ વાર્તા ઉપરથી સાર ગ્રહણ કરી દોષ કોરાણે મુકવા મારી નમ્ર અરજ છે. અને આશા છે કે આર્ય ભાઈઓ દોષ ( જો કંઈ હોય તો) તે તરફ મારૂં લક્ષ ખેંચશે. જેથી તક આવ્યે બીજી આવૃત્તિમાં સુધારો કરવાનું બની શકે.

આ પુસ્તક બહાર પાડવામાં મને માયાળુ માતૃ તુલ્ય બાશ્રી રાણીજી તરફથી તેમજ ગૌ. બ્રા. પ્રતીપાળ બાશ્રી મણીબા સાહેબ તથા હમજીબા સાહેબ તરફથી જે ઉમદા આશ્રય મળ્યો છે. તેથી તેમનો તથા મારા કદરદાન ગ્રાહકોનો હું જીગરથી ઉપકાર માનુંછું અને હમેશાં આવી રીતે મદદ આપશે એમ આશા રાખુંછું.

મોરબી.<br>તા. ૪—૬—૯૮. } સંઘવી. કાનજી હેમચંદ.

# सती वीरकळा.

( વાર્ત્તા પ્રારંભ. )



## પ્રકરણ ૧ લું.

### વખતની બલીહારી.



દુહો.

સમય એક બળવાન છે, નહિ પુરૂષ બળવાન;
કાબે અર્જુન લુટીઓ, એજ ધનુષ એ બાણ.

શીખરિણી છંદ.

હતી હું સોનાની, હૃદય પણ મારૂં રસભર્યું;
ખરે પામી ગ્લાની, ચકર ભગનું નીશ્ચય કર્યું.
બધે પંકાતી હું, વિજય ધ્વજ મારી ફરકતી;
ગણાતી હું દેવી, જગત મમ જ્યોતી ચળકતી.

(ભારતની આરત)

ભગવતી ભરત મયા ! દિલગીર થાઓ નહિ. સમયની બલીહારી છે. તમોને શું દુઃખ પડયું છે તમારા તેજનો પ્રભાવ હજુ કયાં ઘટી ગયો છે. તમારૂં ગૌરવ હજુ પ્રકાશીત છે. તમો હજુ પણ

સુવર્ણ મય છો. તમો પરમ વિદ્વાન વીર ઇત્યાદી પ્રસિદ્ધ જનમંડળ-ની જનીતા છો. તમારો વાવટો હજુ અવિચ્છીન્ન વીજયી છે. ત-મારી કીર્ત્તી હજુ સ્વેત રંગવાળી છે. રડો માં આનંદમાં દીવસ ની-ર્ગમન કરો. તમારા પુત્રોને ખુશીમાં રાખો તેઓને સારૂં શીક્ષણ આપો. તેઓ સદ્દવિધા ગ્રહણ કરે. અનાચારનો પરીત્યાગ કરે. સ-દાચાર અને સદ્ધર્મમાં પ્રવર્ત્તે!!! (તથાસ્તુ)

મારા વ્હાલા તનુજો ! (ભગવતી કહે છે.) મને દિલગીરી થ-વાનું કારણ એટલુંજ કે તમારામાંથી સ્વાભિમાનનો જુસ્સો ગયો. તમો આર્યપણાને જાળવી શકયા નહિ. તમોએ આર્ય નામ વીસારી દઇ હીંદુની સંજ્ઞા ધારણ કરી છે. કીંચીત્ત વિચાર કરો. તમો દાસ થઇ દોરાયા. તેની કંઈ ચીંતા નહિ પરંતુ તમોએ તમારી વીર પુ-ત્રીઓને અનાર્યને ઘેર દોરી આપી. ક્યાં ગઇ તમારી જાહોજલાલી, કયાં ગઇ તમારી અડગ ટેક. કયાં ગઇ તમારી વિવેકબુદ્ધિ તમારા વીરના અંકુરો કયાં સુકાઇ ગયા. શરમ ખાઓ!

ભગવતી મયા! (તનુજો કહેછે) શું કરીએ સમયને અનુસરીન વર્ત્તીએ તો કેમ ચાલે! ઘણુંએ અમારા મનમાં થાય છે પણ લા-ચાર છીએ. અમે આટલાજ કારણથી દીકરીઓને દુધપીતી કરતા હતા. સાળા અને શ્વસુર થવું અમને પણ રૂચતું નથી કારણ કે એ ક્યાં નાની ગાળ છે.

સ્વસુર અને સાળા થવામાં કંઇ ગાળ નથી (ભગવતી કહેછે) એતો પરંપરા ચાલ્યુંજ આવે છે. સ્વજ્ઞાતીમાં કન્યા લેવી દેવી એ-માં કંઇ વાંધો નથી પણ સ્વજ્ઞાતી છોડી દઇ પરજ્ઞાતીમાં દીકરીઓ-ને દોરી આપો છો એજ ખરેખર ખેદનીય છે. વર્ણાશ્રમની દરકાર

રાખો. જ્ઞાતીનું ગૌરવ સાચવો. પરજ્ઞાતીના લક્ષાધીપતીને ગોત્યા ક- રતાં સ્વજ્ઞાતીના એક ગરીબ જે રોજનું લાવી નીર્વાહ કરનારા છે તેને દુહીતાનું દાન દીયો, એજ તમારો ઉત્તમોત્તમ ધર્મ છે.

માતુશ્રી (તનુજાને કહે છે) તમો આટલો બધો ઠપકો આપો છો તે અમે શીર ચડાવીએ છીએ. પરંતુ જે કંઇ કરવું પડે છે તે નીરૂપાયે. અમો દુહીતાઓને યવન ઘરે દોરી આપીએ છીએ એ અમારી મોટામાં મોટી ભુલ છે, તે કરતાં મરવું હજાર દરજે સારૂં છે એ ઘણુંએ અમે સમજીએ છીએ. પણ શું કરીએ કંઇ મરાતું નથી. વખતને આધીન થઇ વીશ્રાંતી લઇએ છીએ. જનમંડળમાં અમારા આવા અઘટીત કૃત્યથી હસાહસ થતી હશે એ અમોને મરવા જેવું છે. પણ જીવતો નર ભદ્રા પામે એ કહેવતને માન આપી ધીરજ ધારણ કરી બેઠા છીએ. જે કંઈ સારૂં નરતું થાયછે તે પુરૂષથાં થતું નથી. વખતથી થાય છે. જુઓ ઉપરનો દુહો.

વખત બળવાન છે એ ખરી વાત છે (ભગવતી કહે છે) પણ એ કહેવત આ પ્રસંગે લગતી પણ નથાં. તમો તમારો ઉદ્ધાર કરવાના હેતુથી જ્ઞાતી વિચાર રાખ્યા શીવાય પરજ્ઞાતીની સાથે સંબંધ જોડો છો! તમો જાણી જોઇને તમારા સુખને માટે દીકરીઓ દોરી આપો છો. તમો મોટા હુદ્દા મેળવવાના હેતુથી તેમની સાથે વહેવાર રાખો છો. તમો ઐહીક સુખને માટે પરલોકની ચીંતા છોડી ઘો છો! તમો સ્વાર્થબુદ્ધિથી બીજાનો ભવ બગાડો છો, તમો કન્યાને દાન દેવામાં તમારો ધર્મ સમજતા નથી. આ બધી તમારી ભુલથી મેં મારી આરત કહી બતાવી છે. માતુશ્રી આટલી બધી દીલગીરી આપ દર્શાવો છો તે અમારા હીતનેજ માટે છે (તનુજા કહે

છે) અને અમે આદર આપીએ છીએ. પરંતુ આપ કહોછો કે સ્વાર્થબુદ્ધિથી દીકરીઓને પરજ્ઞાતીમાં આપવામાં આવે છે. આ વાત જરા શંકાયુક્ત છે અને આમ હોય તો ખરેખર ખેદનીય. બાકી સમયને અનુસરીને ચાલવું એ જાનમાલની સહીસલામતીનો ઉત્તમ માર્ગ છે. હાજતો! ભગવતી કહે છે.

ત્યારે અમોને એક સરસ વાર્તા સંભળાવી આનંદ પમાડી અને અમારા કઠીન મન ઉપર અસર કરો ભગવતી. (તનુજો કહેછે)

ઠીક ત્યારે ચાલો સાંભળો હું પ્રસંગને અનુસરી જે ખરી ઐતીહાસીક વાર્તા કહી સંભળાવું કે જેથી તમોને ગમત સાથે જ્ઞાન મળે (ભગવતી કહેછે)

---

# પ્રકરણ બીજું

## મારવાડની રાજકન્યાઓ.

---

પંદરમી સદીમાં મારવાડ દેશમાં રાઠોડ રજપુતનું રાજ હતું. રાઠોડ રાજા મારૂપતીના નામથી ઓળખાતો હતો. રાજની સ્થીતી તે વખતે સારી હતી. લોકો સમૃદ્ધિવાળા હતા. કારણકે વેપારની તેજી હતી. પરંતુ દેશમાં સ્વદેશાભિમાનનો જુસ્સો નરમ પડી ગયો હતો. દેશદાઝવા પુરૂષો થોડા હતાં. યવનનું જોર ભરતભુમીમાં વધતું જતું હતું. યવનના વારંવારના હુમલાથી રાજા તથા પ્રજામાં જંપ હતો નહિ. યવન રાજા પોતાના દેશમાં વધારો કરવાના ઇરાદાથી હીંદુ રાજાઓ ઉપર ચડાઇઓ કરતો હતો. દીલ્હી જે ભર્તભુમીનું પાય-

તખ્ત હતું ત્યાં પણ આ વખતે યવન શહેનશાહી હતી. ગુજરાતમાં પણ મુસલમાની રાજ હતું. રજપુત રાજા સગપણ સબંધી વહેવાર સ્વજાતીમાંજ રાખતા પણ મુસલમાનનું પ્રબળ વધવાથી તેઓને પણ કન્યા આપવા જરૂર પડતી. આ વખતે ગુજરાત, મેવાડ, મારવાડ તથા કચ્છ કાઠીઆવાડમાં મોટા રજપુત રાજ્યો હતાં પણ તેઓ અંદર અંદર લડત ચલાવતા હોવાથી યવનના જબરા હુમલા અટકાવવા એકત્ર થઇ શક્યા નહોતા. સર્વ કોઇ પોતપોતાના દેશનું રક્ષણ કરતા હતા. કોઈ કોઈ પોતાની જાહોજલાલી વિષે દરકાર કરી પ્રતીપક્ષીની સામા થતાં. કોઇ તો કાયર થઇ સામા પણ થતા નહી. કોઇ સામા થતાં પણ પ્રતીપક્ષીના સામા થવામાં જયી થતા નહી. હીંદુ રાજાઓની આવી સ્થીતી જોઇ મુસલમાન મહીપતીઓને હીંદુ રાજ્યો કબજે કરવા વલણ થયું. વલણ થતાં પ્રયાસ કરતાં પ્રયાસમાં વીજયી પણ થતાં જેથી રજપુત રાજાઓની હીંમત હરાઇ જતી હતી. યવન રાજા રાજના લોભી હતા એટલુંજ નહી પણ હીંદુધર્મનું ખંડન કરી મુસલમાની ધર્મનું મંડન કરવા મથતા હતા. અને એવા હેતુથી તેઓ ઠેકાણે ઠેકાણે ગૌવધ કરી હીંદુઓની લાગણી દુઃખવતા હતા, દેવળ અભડાવતા. હીંદુઓની વીધવીધ રીતે આળ કરતા. હીંદુઓને કાફર કહી બોલાવતા. હીંદુઓ ત્રાસથી નાસભાગ કરતા. હીંદુ સ્ત્રી કન્યાઓને જળાશયો તથા દેવમંદીરોના ભયની સાથે જવું પડતું. પ્રણામ તથા જયજયકારના ધ્વનીનો નાશ થઇ સલામ શબ્દનો સર્વત્ર ઉપયોગ થવા લાગ્યો. હિંદુ લીબાસ બહાર રસ્તાપર થોડોજ નજરે પડતો કારણકે હીંદુઓ છુપા ભરાઇ રહેતા હતા. આવી સ્થીતી યવન રાજમાં હ-

તી એટલુંજ નહી પણ રજવાડામાં પણ તેનું દીગ્દર્શન જોવામાં આવતું હતું આવી હકીકતથી મુસલમાનનાં હ્રદય હરગીજ સ્ફુરાયમાન રહેતા ત્યારે હીંદુઓના કમળ જેવા કોમળ હ્રદય વ્યથીત થતાં મુખકમળ શુષ્ક દેખવામાં આવતાં આ વખતે મારવાડ દેશમાં યુવતીલીલા દેદીપ્યમાન હતો. મારવાડના રાજાની બે કન્યાઓ યૌવનાવસ્થામાં વસંત રૂતુમાં જેમ પુષ્પો ખીલેલાં હોય છે તેમ ખીલેલી જોવામાં આવતી હતી. રૂપ લાવણ્યમાં રંભા તુલ્ય હતી. સંગીત ધ્વની કોયલના પંચમસુરને હઠાવતી હતી. હાથની હલક યોગી જનોની સમાધી છોડાવે તેવી હતી. ગતીમાં હસ્તીનો મદ હરાવે તેવી હતી. ચાતુર્યમાં પણ વિદ્વાનને ઉંચો અભીપ્રાય ઉત્પન્ન કરાવે તેવી હતી. સાહીત્ય વિધામાં પણ કુશળ હતી. રસના સરોવરમાં રમણ કરતી નહી પણ કરવાને પંચશર પુષ્પરૂપી પંચબાણ ફેંકનો જેથી લલચાતી. બંન્ને ઉમરમાં સમાન નહોતી પણ વીવાહ યોગ્ય થઇ હતી. આ બંન્ને પુષ્પોની સૌરભ સર્વત્ર પ્રસરી રહી હતી. ઠામ ઠામ તેમની સૌંદર્યતાના વખાણ ચાલી રહ્યા હતા. ઘણા પુરૂષો ભમરા તુલ્ય વાંસે ભમવા ઇરાદો કરતા હતા પણ અંતઃપુરમાં નીવાસ કરતાં આ પુષ્પો જાહેરને માટે નહિ હોવાથી પાછળ પડવા મન સંકોચતાં ભાટ, વહીવંચા ઇત્યાદી દ્વારા પરીમળની સુવાસ મોટા મોટા રાજદરબારમાં પણ પહોંચી ગઇ. ચક્ષુથી નહી નીહાળ્યા છતાં હ્રદય બહુજ હરખાતા રથીતી તથા સમાનતાનો વિચાર કર્યા શીવાય નાના મોટા રજવાડાના રાજવીઓ તે પુષ્પો સુંઘવા લોભાતા એટલુંજ નહી પણ ભીલ તથા કોળી, ઠાકરડા પણ ઉમેદ રાખતા. મેળવવા માટે લાંચ તથા ભલામણનો ઉપયોગ ઘણે

ઠેકાણે જોવામાં આવતો હતો. રાજકન્યાના માબાપ ઉપર સગપણુ-ના માગાં ઉપરા ઉપરી આવતાં હતાં. કેટલાક પ્રેમ પત્રીકાનું સા-હસ કરવા માટે વિચાર રાખતા. પણ સગવડતાને અભાવે કરી શ-કતા નહોતા. રાજકન્યાઓ શ્રૃંગાર રસની ગોષ્ટી પ્રસંગોપાત સખી-ઓ પાસે કરતી હતી. શ્રૃંગાર રસમાં લીન થવાથી બીજા રસોનું ભાન પણ કન્યાઓને રહેતું નહિ. રૂપા, રૂકમણી અને દ્રૌપદી આ-દી સતી સ્ત્રીઓના ચરિત્રોથી મન પ્રફુલીત થતાં પણ અંતરમાં જે આવીર્ભાવ થતો તે અકથનીય હતો. કેવો પતી મળે તો સંસાર સમુદ્ર પારંગત થવાય એ વિચારમાં રાજ કન્યાઓ આખો દીવસ ગુંથાઇ રહેતી. બંન્ને કન્યાઓ કન્યાકાળમાં આવી હતી, જેથી પ-તી મેળવવા ઉત્સુક હતી. પણ બંન્નેના વિચાર કેટલાક બાબતમાં કંઇક જુદા પડતા. મોટી કન્યા જેનું નામ સુંદરબા હતું તે કેવળ સ્વરૂપવાન પતીની આકાંક્ષા રાખતી ત્યારે નાની જેનું નામ વીરકળા હતું તે સ્વરૂપવાન સાથે ગુણવાનની આકાંક્ષા રાખતી. એકલા સ્વ-રૂપવાનથી સુખ મળતું નથી એ તેણી સારી પેઠે સમજતી હતી. મોટીને સ્વાભિમાનનો જુસ્સો હતો પણ બહુજ થોડો હતો અને નાની વીરકળાનો સ્વાભિમાન એજ માનવીનું કરતવ્ય છે એમ સ-મજતી. મોટી સ્યાશતપર ખુશી રહેતી ત્યારે નાની કુળોજવળતાપર ખુશી રહેતી. મોટી માબાપપર પ્રીતી રાખતી તે કરતાં નાની વ-ધારે રાખતી. મોટીને હિંદુ લીબાસ જેટલે દરજ્જે પસંદ હતો તેથી વિશેષ બીબીનો લીબાસ ( જે તેના જોવામાં આવ્યાથી ઠીક લાગવાથી) પસંદ પડતો. બંન્ને એક માબાપની દીકરીઓ છતાં વિ-ચારમાં જુદી પડતી. મોટી ધર્મને વધારે ચાહતી નહિ ત્યારે નાની

તો એજ દુનીઆનું સાર્થક છે એમ સમજતી મોટી રજપુતની રીતી કેટલેક દરજે ધીકારતી. ત્યારે નાની તે રીતીમાં ઘણીજ માનગર્વીત હતી.

વીરકળા યુદ્ધકળા શીખવવાને પણ યત્ન કરતી પણ સુંદરબા તો વૈભવનીજ પ્યાસી હતી. આ બંન્ને કન્યા મારવાડના રાજદરબારમાં હોવાથી કેટલાક વિવાહની ધામધુમ જોવાને ઉત્સુક હતા. ભાટ ચારણો પણ મોટી શીખ મળવાની ઉમેદમાં દીવસો ગાળતા. આ બન્ને બાળાઓ કઈ ભુમીમાં પોતાની જીંદગી ગુજારશે એ સવાલ છે. હિંદુઓમાં કન્યાઓ ખુબસુરત હોય છે એવું ગુજરાતના બાદશાહ મહમદ બેગડાના સાંભળવામાં આવતાં તેનું મન રજપુત કન્યા પરણવા લલચાયું. વળી હીંદુ રાજાની કન્યા શહેનશાહના જનાનામાં હોય તો પોતાની શ્રેષ્ટતા તેઓ માનતા. કારણકે હીંદુ રાજાને નીચાં જોયા કરવા એમાં શહેનશાહનો પ્રભાવ છે. એમ તેઓ માનતા. આવા વિચારથી બાદશાહે મારૂપતીપર એક કાગળ લખી જાસુસ સાથે મોકલી આપ્યો. અને તેમાં લખ્યું હતું કે જો તમો તમારી કન્યા બાદશાહ સાથે નહી પરણાવો તો તોફાન થશે. જેથી રાજના હીતને ખાતે તમારી કન્યા બાદશાહને આપવી. આમ લખવાથી મારૂપતીને ચીંતા પેઠી. જનાનામાં કોલાહળ થયો. રાજકચેરીમાં મસલત થવા લાગી. વિદ્વાનોના અભીપ્રાય પુછાણા. કોઇ પણ મુસલમાનને કન્યા દેવાની બાબતમાં સંમત્ત થયા નહિ. પરંતુ સુંદરબા હમેશાં સ્યાશતપર રાજી રહેતી હોવાથી શરમનો પડદો દુર કરી કહેવરાવ્યું કે મારી ખાતર લડાઇ કરી પાયમાલ થવું તે કરતાં બાદશાહની માગણી સ્વીકારવી એ સારૂંછું. ખેદાન મેદાનનું હું

કારણભુત થઉં એ મને બ્યાજબી લાગતું નથી. માટે મને યવનની સાથે પરણાવો તેમાં કુશળતા છે. રજપુત કુટુંબને પાયમાલી આપવી એ કરતાં યવન સંબંધથી આબાદી આપવી એ બહેતર છે. આવો વિચાર સુંદરબાનો સાંભળી મારૂપતીએ પોતાની મોટી કન્યા યવનરાજને આપવા ચોકસ કર્યું. પત્રનો જવાબ લખી રાજનગર જાસુસ સાથે મોકલી આપ્યો. બાદશાહ પત્ર વાંચતાં ખુશી થયો અને બરાત લઇ મારવાડમાં પરણવા આવ્યો. આ હકીકતથી વીરકળાના હૃદયમાં શુળો આવવા લાગી. રખેને બાદશાહ મારી પણ માગણી કરે તો મારે મરવા શીવાય એકે ઉપાય નથી. માત પીતાના ભીરૂ સ્વભાવથી બાદશાહી સબંધ જોડાણો નહીતર સુંદર બીચારી એ બાબતમાં શું સમજે. તેની છોકરબુદ્ધિ શું કામ આવે. માબાપે આવી હલકી બાબતમાં સંમતી આપવી એજ ભુલ ભરેલું છે. શું છોકરાં આડે રસ્તે જતાં હોય તો અટકાવી સીધે રસ્તે દોરી જવા એ શું માબાપની ફરજ નથી. અને આવી રીતે અટકાવ માબાપ તરફથી નહી થાય તો તેનું પરીણામ કેવું માઠું આવશે એ પણ જોવાનુ છે. હશે હું શું કરૂં. સુંદરનું સ્વામીત્વ મારા હાથમાં નથી. અરે સુંદર તને શતવાર ધીકાર છે. તે એક આર્યપણાનું અભીમાન છોડી યવનના રાજ દરબારમાં જવા વિચાર કર્યો. તારી ભ્રષ્ટ બુદ્ધિને ધીકાર છે. પણ કોઇ શું કરે " લખ્યા લેખ મીચ્યા ન થાયે લગારે " એ પ્રમાણે થયાંજ કરે છે. કીસ્મત આગળ કોઇની શેખી નબતી નહી હોય. પણ હે વિશ્વંભર મારી લાજ રાખી મને આર્યમાંથી અનાર્ય કરીશ માં. પ્રાર્થના ( તથાસ્તુ ).

# પ્રકરણ ત્રીજું.

## વીરકળાની વ્યાકુળતા.

---

વીરકળાની મોટી બહેનનો વીવાહ રાજનગર (અમદાવાદ) ના યવન મહીપતી મહમદશાહ બેગડા સાથે કરવામાં આવતાં સતી વીરકળાના મનમાં ચીંતા ઉત્પન્ન થઇ કે રખેને યવન રાજ મારૂં પણ માગું નાંખે. આ ચીંત્તામાંથી મુક્ત થવા તેણીએ પોતાની સખી- ઓની સાથે મસલત કરી યુક્તી પ્રયુક્તીઓ ગોઠવવા લાગી. વીર- કળાના મનમાં બીજી ચીંતા એ હતી કે ગમે તેવા ક્ષત્રીની સાથે વીવાહ થશે તોપણ ધર્મભ્રષ્ટની કાળી ટીલીમાંથી બચવું બહુજ મુ- શ્કેલ છે કારણકે યવનનું જોર દીન પ્રતીદીન વૃદ્ધી પામતું જાયછે. હિંદુઓનુ પ્રબળ હઠતું જાયછે હિંદુઓમાં ઐક્યતાની ખામી છે. સર્વ કોઇ એક બીજાની વીરૂધ બોલે છે. તથા આચરણ ચલાવે છે. જો યવનની દાનત ફરે અને રજપુત રાજને કોઇપણ પ્રકારે ધર્મભ્રષ્ટ કરે તોપણ હિંદુઓ સામી શમશેર ખેંચે એવું સામર્થ્ય કેઇનામાં નથી. સ્વદેશાભીમાનનો જુસ્સો ગત થયો છે, વીરકળાને વીર ક્ષત્રી થી સંબંધ જોડવા પ્રેરણા થઇ તેનું બીજું કારણતો એ હતું કે સું- દરબાને કોઇએ એવી બાતમી આપી હતી કે વીરકળા સુંદરની યવ- ન સાથની સાદીથી નારાજ થઇ છે જેથી હરનીશ ધીકારે છે. જુદા જુદા કારણોને લઇને વીરકળા આ વખતે અતીશય વ્યાકુલી બની ગઇ હતી. અંતરનો પડદો ખોલી બતાવવા મન અટકતું હતું. છેવટે વીરકળા એવા વીચાર પર ચાલી કે કોઇ વીર ક્ષત્રી પુત્ર મનમાનતો. ન મળી શકે તો દેવની ભક્તી કરી પ્રસન્ન રહેવું. આમ છતાં

પણ નરાધમની બ્હીક હમેશને માટે લટકતી રહે જેથી તેણું કોઇ તીર્થના સ્થાનકપર જઇ રહી દેહદમન કરવા નીશ્ચય કર્યો. વીરકળાને આવા વૈરાગ્યમય વીચાર ઉદ્ભવ થયાની ખબર જ્યારે તેણીના માતપીતાને પડી ત્યારે તેણીને બોલાવી તેઓએ પૂછ્યું અને તેમ નહિ કરવા ભલામણ આપી એટલુંજ નહિ પણ વીરકળાને મનગમતા ક્ષત્રીવીર સાથે પરણાવી આપવા વચન આપ્યું. અને તે વચન પ્રાણાંત સુધી પણ પાળી આપવા નીશ્ચય કર્યો. વીરકળાની નજરમાં સૌરાષ્ટ દેશ મધ્યે આવેલા રાણુપોરના ગોહીલમણી રાજા રાણાજી આવ્યો હતો. જેના વખાણ તેણીએ જુદે જુદે સ્થળેથી સાંભળ્યા હતા. જે ઉપરથી સમગ્ર રીતે તેની સાથે લગ્નગાંઠમાં જોડાવા આતુર થઇ. વીરકળાના આ વિચારમાં તેણીના માતપીતા પણ સંમત્ત થયા. છેવટે સોનાનું શ્રીફળ રાણુપોરના રાજદરબારમાં મારૂપતીએ મોકલી આપ્યું, જેનો ગોહીલરાજે ઘણીજ ખુશીની સાથ સ્વીકાર કર્યો. શ્રીફળ સ્વીકાર્યાની ખબર વીરકળાને પડતાં અતીશય હર્ષીત થઇ. લગ્નની ધામધુમ ચાલી રહી. સર્વત્ર ધવળ મંગળ વરતાઇ રહ્યું. રાણાજીએ મોટા હર્ષની સાથ વીરકળાનો હસ્ત ગ્રહણ કર્યો. વીરકળા રાણાજીની વીધીવત્ ધર્મપત્ની થઇ. અને ગૃહિણી ધર્મ પાળવાનો સમય ઇશ્વરે આપ્યો વિચારી ઘણીજ ખુશી થઇ. વીરકળાની વ્યાકુળતા નાશ પામી. અને આનંદનો ઉદ્ભવ થયો.

---

## પ્રકરણ ૪ થું.

### રાણાજીનો રાજદરબાર.

જે વખતે રાજનગરમાં મહમદશાહ બેગડો રાજ કરતો હ.

તો, તે વખતે સૌરાષ્ટ દેશમાં તથા ગુજરાતમાં નાના મોટા ઘણા રાજકર્તાઓ શાહના પ્રતીપક્ષી થયા હતા. મહમદશાહ રજપુત રાજાની સમૃદ્ધિથી મોહ પામી ક્ષત્રીરાજ કબજે કરવા વીચાર કરતો હતો. અને હમેશાં કજીઓ ઉઠાવવા કારણ ગોતતો હતો. મહમદશાહે જુનાગઢના રાહ મંડળીકને હરાવી તે ગઢ જીતી લીધો. બીજી તરફથી પાવાગઢના એનીરાય ઉર્ફે જયસીંહરાવને હરાવી તે ગઢ પણ જીતી લીધો. આ બન્ને મોટા ગઢો મહમદને હસ્ત આવતાં "બેગડા"ની સંજ્ઞાથી ઓળખાવા લાગ્યો. દીન પ્રતીદીન દેશનો વધારો થતાં મુસલમાની જોર વધવા લાગ્યું. હીંદુઓની પડતી થઇ. યવનના દીન પ્રતીદીનના અભ્યુદયથી હીંદુ રાજાઓના હૃદયમાં ચીંતાનો કીડો જન્મ પામ્યો. ધીમે ધીમે કાળજું કાતરવા લાગ્યો. હીંદુઓની લાગણી દુખાય એવાં કૃત્યો યવનો કરતાં હોવાથી હીંદુઓ બહુજ નાચાર થયાં. દેશની સમૃદ્ધી લુંટાવા લાગી એ બાબતની દરકાર થઇ. રાણાજીના રાજદરબારમાં પણ યવનના જુલમની ગોષ્ટી ચાલી રહી. શાહના ઉષ્ણ કીરણથી બચવું બહુજ મુશ્કેલ છે એવી ધાસ્તી સર્વના અંતઃકરણમાં પેઠી. ઘેર ઘેર ગપસપ ચાલી રહી. કોઇ કહે કે સૌરાષ્ટ આખો યવનમય થશે. કોઇ કહે તેમ થવું બહુજ મુશ્કેલ છે. હજુ વીરરત્નો પૃથ્વીમાંથી નાશ પામ્યા નથી. મંડળીક અને જયસીંહરાવના દાખલા દઇ કેટલાક બીજાને નાહીમત કરવા લાગ્યા. કેટલાકે તેઓ અનીતીથી પરાજીત થયા છે એમ કહી રદીઆ આપ્યા. પ્રકૃતી મંડળમાં પણ ધાસ્તી પેઠી. વિદ્વાન ધર્માધીકારીઓ ઝાંખા દીસવા લાગ્યા. શીરબંધીમાં પણ ગપાટા સપાટા રાત દીવસ ચાલવા લાગ્યા કેટલાક લડવાનો વખત

આવશે એમ ચીંતવન કરી બહુજ ખુશી થવા લાગ્યા ત્યારે અધી-શ્રીઆ આળસુના હૃદયમાં લડવાની ચીંતા પેઠી. રાણાજીને કાને આ બધી ખબર પડતાં જરાએ દીલમાં ડગ્યો નહી એટલુંજ નહિ પણ સર્વને ઘણીજ ધીરજ આપી. રાજગોરને બોલાવી તેમની સલાહ પુછી દેશને સહીસલામત રાખવા યુક્તીઓ ગોઠવવા લાગ્યો. ગૌવધ અટકાવવા તથા વસ્તીનું સંરક્ષણ કરવું એ આર્ય રાજવીરનો ખરો ધર્મ છે એમ ગણી આંખો લાલચોળ કરી ભમર ચડાવ્યા. દેશને માટે મરવું એ સ્વર્ગમાં નીવાસ કરવા બરોબર છે. એમ વીચારી લડાઇની સામગ્રી તૈયાર રાખવા સેનાપતીને ફરમાન કર્યું. દેશમાં ચોકી પેરાનો બંદોબસ્ત કર્યો. લશ્કરમાં નવા માણસો દાખલ કરી વધારો કર્યો. અને તેમ કરતાં પૈસાની જરૂરીઆતને માટે તીજોરી ખુલ્લી મુકી. ચડેલ જમાબંધી ઉઘરાવવા તાબાના ગામડામાં નાના રસાલા સહીત ઉપડી ગયો. દેશના રક્ષણને માટે રાજાની કાળજી જોઇએ !

---

## પ્રકરણ ૫ મું.

### રાણાજી અને રાજબાઇ.

જમાબંધી ઉઘરાવા માટે નીકળેલ રાણાજી જંગલમાં અશ્વપર બેસી ચાલ્યો આવતો હતો. પછવાડે કેટલાક ઘોડેસ્વારો પણ ચાલ્યા આવતા હતા. રાણાજીએ પોતાના ઘોડાને મારી મુકતાં ઘોડેસ્વારો પાછળ રહી ગયા હતા તે એટલે સુધી કે દષ્ટી મર્યાદામાં પણ નહોતા. જંગલમાં કોઇ પણ માણસ નજરે પડતું નહી. સુર્યનો તાપ બહુજ પડવાથી રાણાજીને અંગે પરસ્વેદ છુટતો હતો. ઘોડાનું

અંગ પણ પરસ્વેદથી ભરાઇ રહ્યું હતું. રાણાજીએ લગામ ખેંચી જે-થી ઘોડે શીઘ્ર ગતીમાં ફેરફાર કર્યો. ઘોડો હાંફતો હાંફતો અટકયો. રાણાજીને પાણીની તૃષા પુરણ લાગી હતી. ગળું બહુજ સુકાવા લાગ્યું. અને પાણીને માટે તરફડીઆ નાંખવા લાગ્યો પણ પાણીનું સ્થાન કયાંઇ નજરે પડયું નહી. જંગલ એવું હતું કે જ્યાં ઝાડ પ-ણ નજરે ભાગ્યેજ પડતા. રાણાજી કાયર થઇ અટકયો. "પાણી પાણી" એવા ઉદ્દગાર મોઢામાંથી નીકળવા લાગ્યા એટલામાં તો વાવાઝડું થઇ આવ્યું. ઉની રેતી ઉડવા લાગી અને અશ્વ તથા રા-ણાના અંગ ઉપર છંટાવા લાગી. પવનના જોરથી વસ્ત્ર પણ ખસી જવા લાગ્યા. રાણાજી ઘડીકમાં સરખા કરે અને પાછા ખસી જાય. આમ કરતાં કરતાં રાણાજી બહુજ ગભરાયો. પાછળ રહેલા સ્વારો તરફ નીધા કરે પણ દ્રષ્ટીએ પડે નહી. જેથી થયેલ ગભરાટમાં વ-ધારો થયો. આવી રીતે ઉનો પવન કેટલીક વાર વાયો. એટલામાં એકાએક અંધારી આવી વાદળ કાજળ જેવું દેખાવા લાગ્યું. અં-ધારામાં કંઇ પણ દેખાય નહી. જેથી રાણાજી બહુજ ચીંતાતુર થ-યો. કોઇપણ તરફથી મનુષ્યનો અવાજ કાને પડતો નહી પણ વાવા-ઝડાથી સુસવાટા કાને પડવા લાગ્યા. સુર્યનારાયણ અદૃષ્ય થયો પં-ણ કીરણના પ્રભાવથી તપેલ જગા હજુ થંડી થઇ નહોતી. મંદ મંદ મીઠો પવન વાવા લાગ્યો પણ તેથી રાણાજીને લાગેલ તૃષા મ-ટી નહિ. અશ્વપર અકળાવા લાગ્યો અને ભોંય પડવાની તૈયારી ક-રતો હોય એમ જણાયું. બંને એટલા બધા શ્રમીત થયા હતા કે આયુષ્યના બળથી જીવે તો જીવાય. પાણીની તૃષાથી આખા અંગ-માં અગ્ની પ્રજવલીત થયો હતો. રાણાજી બેહોશ થઇ ઘોડા ઉપર

ડોલવા લાગ્યો. હાથમાં પકડી રાખેલ લગામ પણ છુટી જવા લા-
ગી; શ્વાસ ઘેરાવા લાગ્યો, પાણીની જંખનામાં પ્રાણવાયુ રખેને ની-
કળી જાય એવી દહેશત લાગી. આવા અઘોર વનમાં આવે વખતે
જળ કોણ લાવી આપે. મીરાંબાઇ અને નરસીંહ મહેતાની જેમ ઇ-
શ્વરે લાજ રાખી હતી તેમ રાણાજીની લાજ આ વખતે શ્રીહરી
શીવાય બીજું કોણ રાખે. ક્ષણવારમાં અંધકાર અદૃષ્ય થયો, જગ-
તભાનુ દેખાવા લાગ્યો. તાપનું જોર પાછું વધવા લાગ્યું, "પાણી પા-
ણી" એ શબ્દો ફરી રાણાજીના મુખમાંથી નીકળતા પાણીનો પ્યાલો રા-
ણાજીની નજરે પડયો. પાણીને જોતાંજ રાણાજીનું હૃદય હર્ષથી ઉભરાયું.
પાણીનો પ્યાલો એકાએક કયાંથી પ્રગટ થયો એ વિષે વાંચનાર-
ને શંકા રહેશે! એ પ્યાલો એક અબળાના હસ્તમાં શોભતો હ-
તો. તે અબળા એક મનુષ્યજાતી હતી, પણ દેવી સ્વરૂપીણી હ-
તી. તેણીના કેશ છુટા હતા, જે કટી સુધી પહોંચતા હતા. ભમર
ધનુષ્ય જેવી વાંકી હતી, આંખો મૃગના જેવી મોટી અણીઆળી
હતી, ભાળ ચળકતું વીશાળ જોવામાં આવતું હતું, ભુજા ખરેખર
મહાકાળીના જેવી હતી, આ અબળા એકાએક અહીં કયાંથી આવી
હશે, અને તેણી અહીં શા કારણથી આવી હશે. તે અબળા ઉમેટાના
દુદા ગઢવીની દીકરી હતી. તેણીની શકતી અગાધ હતી. અંતરીક્ષ-
થી પ્રગટ થઇ હોય એમ રાણાજીને ભાસતા જળનો પ્યાલો જોતાં-
વેંતજ રાણોજી અશ્વપરથી નીચે ઉતર્યો. અને જીવન જાળવનાર દે-
વીને પગે પડયો. દેવીનું નામ રાજબાઇ હતું તે સર્વત્ર પુજય ગણા-
તી હતી. રાણાજીએ પણ રાજબાઇનો ચમત્કાર જોઇ ઘણુંજ માન
આપ્યું. જેથી દેવી પ્રસન્ન થઇ, વરદાન માગવા રાણાજીને ફરમાન

કર્યું. રાણાજીએ "સંકટ વખતે સહાય કરવી" એવું વરદાન માગ્યું. જે રાજબાઇએ ઘણી ખુશીની સાથ સ્વીકાર્યું. ચમત્કારની વાત જાહેરમાં નહિ મુકવા રાણાજીને રાજબાઇએ ફરમાવ્યું, ચમત્કારથી પ્રસન્ન થઈ રાણાજીએ રાજબાઇને દેવી તરીકે પુજવા વચન આપ્યું. જેથી રાજબાઇ ઘણીજ ખુશી થઇ અને આશીર્વાદ આપ્યો. રાજબાઇ એકાએક એમ કહેતાં ગેબ થઇ ગઇ. રાણાજીના મનમાં સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયો. શું એ કોઇ ડાકણી કે શાકણી તો નહી હોય એમ શંકીત મન થયું. પણ બહુજ વિચાર કરતાં વ્હેમ યવનની દુર થયો. રાજબાઇના ચમત્કાર બાબત રાણાજી વિચાર કરતો હતો એટલામાં ઘોડાના દાબડાનો ખખડાટ સંભળાવા લાગ્યો. સ્વારોએ ઉઘાડી રાખેલ તરવાર સુરજના કીરણની માફક પ્રકાશવા લાગી. થોડીવારમાં ધ્વનીમાં ફેર પડયો. સ્વારોના ચ્હેરા પણ દેખાવા લાગ્યા. રાણાજીના અધીર અને આકુળ વ્યાકુળ થઇ ગએલ મનને કંઇક શાંતી વળી. પરસ્વેદથી નીતરતા અશ્વો અને સ્વારો લુગડાવતી લુછતા લુછતા નજરે પડયા અને ક્ષણવારમાં રાણાજીની સમીપ આવી પહોંચ્યા. રાણાજીને મળી હેરાનગતીની વાત આગત સામત કહી બતાવી. સર્વે થોડીવાર ત્યાં કને થોભ્યા. વિશ્રાંતી લેવા માટે તે જગા અનુકુળ નહી હોવાથી આગળ જવા એક જણાએ અરજ કરી. સવાલ વાજબી હોવાથી માન્ય રહ્યો. જેથી બધા આગળ ધીમે ધીમે ચાલ્યા. થાકથી શ્રમિત થએલા ઘોડા એટલા બધા હાંફતા હતા કે ચાબુક તથા જોતરનો માર પડતા છતાં આગળ વધતા નહોતા. ઘણી મહેનતે આગળ ચાલ્યા, અને થોડે છેટે એક મોટું વૃક્ષ નજરે પડયું. ત્યાં તેની શીતળ છાંયા નીચે સર્વે અશ્વપરથી ની-

આ ઉતર્યા. ત્યાં જરા વીશ્રાંતી લઇ જમાખાધી ઉમરાવા પાસેના ગામડાંમાં ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

### સુંદરબા અને વીરકળા.

સુંદરબા પરણીને બાદશાહને ઘેર ગયા બાદ થાડા રાજમાં મારવાડમાં માટો યજ્ઞનો પ્રારંભ કરવામાં આવ્યા હતા. આ શુભ સમારંભ ઉપર હાજર રહેવા સુંદરબાને કુમકુમ પત્રિકા લખી બોલાવ્યા હતા. વીરકળાને પણ નીમંત્રણ કર્યું હતું. બંને બહેનો વીવાહીતા થઇ પીયરમાં હાજર થઇ. યજ્ઞ પાછળ મારૂપતી પૈસાનો મોટો વ્યય કરતો હતો. યજ્ઞની ધામધુમ ભારે ચાલી રહી હતી. દેશ દેશથી માણુસોને નીમંત્રણ કરી બોલાવ્યા હતાં. મોટા મોટા પંડીતો તથા કવી લોકો આ શુભ ક્રીયામાં ભાગ લેવાને હાજર થયા હતા. યજ્ઞમંડપને મોટા ભપકાથી શણુગારવામાં આવ્યો હતો. મંડપમાં મીણાકારી એવું સરસ કર્યું હતું કે જે જોઇ લોકો દીગ થઇ જતાં. મંડપની અંદર રોશનીનો પ્રકાશ પુરેપુરો દેદીપ્યમાન હતો. કથા તથા મંત્રોપચાર ચારેકોર થઇ રહ્યો હતો. અગરબતી ઇત્યાદિ સુગંધી પદારથથી હવા સ્વચ્છ થઈ સર્વત્ર સુગંધમય દીસતું હતું. જનસમુહના કોળાહળથી શહેર ધ્વનીત થયું હતું. શહેરના ઘણા માણુસો આ મંડપ જોવા માટે ઉપરા ઉપરી આવતા હતા. તેથી ગરદી બહુજ થતી. નીકળવા માટે દ્વાર ઘણા રાખવામાં આવ્યા હતાં, છતાં એક બીજાની ભીંસ લાગ્યા શીવાય બહાર નીકળાતું

નહી. આવી ધામધુમ લાગી રહી છે ત્યાં સુંદરીઓ મનોહર ગીત ગાતી ગાતી યજ્ઞમંડપ સમીપ પ્રવેશ કરતી હતી. જેમાં સુંદરબા તથા વીરકળા પણ હાજર હતી. તે બન્ને તથા જનાનાની સ્ત્રીઓ જે જે મલાજો રાખવો પડતો તે ચકની અંદર હતા. સર્વે સુંદરીઓ આ આડંબરથી બહુજ ખુશી થઇ તેમાં એક અબળા અસંત નારાજ થઇ, તેનું કારણ એ હતું કે તેણીને યજ્ઞની ક્રીયાની કંઇ ઉમદા અસર હતી નહીં. તેણીએ પોતાના વિચાર હીંદુધર્મના છોડી યવન ધર્મના રાખ્યા હતા. યજ્ઞથી શું ફાયદો થવાનો ! નાહક આવી રમત ગમત પાછળ લાખો રૂપીઆનું આંધણુ મુકવું પડયું ! એમ નારાજ થએલી સુંદર બોલી ઉઠી. અરે હીંદુઓ આમજ પાયમાલ થતા ગયા ! શક્તી વિના મોટા આડંબર ઉઠાવા લાગ્યા. ધર્મના ખોટા ઢોંગ પાછળ ધરખોરડાની પાયમાલી કરી. વીરકળા યગ્નની સ્તુતી કરવા લાગી. દેવતાને નમન કરવા લાગી. મુખ પ્રસન્ન કરવા લાગી. આ સઘળું જોઈ સુંદર બળવા લાગી. અને વિરૂદ્ધ ઉદ્દગાર કાઢવા લાગી. બન્ને વિરૂધાવિરૂધ બોલવા લાગી. જેથી બન્નેની લાગણી દુખાઇ. લાગણી દુખાતાં બન્ને અતીશય ગુસ્સે થઇ, અને એક બીજાપર ઉતરી ગઇ. સુંદરે વીરકળાનું અપમાન કર્યું ત્યારે વીરકળાએ સુંદરનું અપમાન કર્યું. સુંદર મોટા શાહની બેગમ બની હતી. છતાં વીરકળા ડગી નહીં અને હીંદુધર્મની પ્રશંસા કરવા લાગી અને યવનધર્મનો તીરસ્કાર કરવા લાગી. સુંદરને વીરકળાએ બહુજ લજ્જાયુક્ત કરી. સુંદર એટલી બધી ગુસ્સે થઇ કે તેણીનાં ભવાં ઉંચાં ચઢી ગયાં. તેણીની આંખ લાલચોળ થઇ ગઇ. બન્ને બ્હેનના આ કલહથી સ્ત્રી વર્ગમાં બહુજ ગભરાટ થયો. એક બી-

જાને અટકાવવા અબળાઓ પ્રયત્ન કરતી પણ વ્યર્થ. કારણકે કોઇ શાંત થઇ નહિ. સુંદરના મનમાં બહુજ માઠું લાગ્યું, કારણ કે વીરકળા નાની બ્હેન હોવાથી આટલી બધી બોલવાની છુટ કેમ લઇ શકે ! માબાપની અંદરખાનેથી મરજી હશે. શહેનશાહતથી પણ વીરકળા ડગી નહિ. વીરકળાને બહુજ મદ ચડી ગયો છે એમ સુંદર બોલવા લાગી. કોઇની રજા લીધા સિવાય સુંદર એકદમ રાજનગર ચાલી નીકળી. વીરકળા પાછળથી પણ તીરસ્કારનો વરસાદ વરસાવા લાગી. વીરકળાને પણ અંતરમાં ચીંતા પેઠી કારણ કે સુંદર બાદશાહની બેગમ છે, જેથી શાંત થઇ બેસી રહેશે નહિ. એથી તેણી માબાપની રજા લઇ રાણપોર ચાલી નીકળી.

---

## પ્રકરણ ૭ મું.

### સુંદર અને મહમદશાહ.

મારવાડમાં લગ્નમહોત્સવ પર ગએલી સુંદર કજીઓ કરી પાછી આવી છે, અંન્ન જળ પણ લેતી નથી, શુન્ય થઇ પલંગપર પડી રહી છે, કોઇની સાથે બોલતી પણ નથી, એવી બાદશાહને જ્યારે ખબર પડી ત્યારે તે એકદમ તેણીની પાસે આવ્યો. વદન કમળ શુષ્ક દેખી બહુજ દીલગીર થયો. ચીંતાનું કારણ પુછ્યું, સુંદર જરા પણ બોલે નહિ. જેથી પાદશાહ નમ્ર થઇ મનાવવા લાગ્યો. "બેગમ તુમ દીલગીર મત હો, મેં સારી ગુજરાતકા શાહ કીસ્સીસેં ડરને હારા નહી હું. તુમારા અપમાન કરને હારા યહ આમલમેં કોન હૈ, હજુર રૂબરૂ સબ બાત રોશન કરો, અપને કીસ્સીકી દરકાર નહી

હે, તુમેરા મુખ મહેતાબકા તુર કભી દેખકે મેરે દીલમેં આતસ જલતી હે, મહેરબાન યહાંસે ખડે હો જાઓ, ખાના ખીલાઓ. તુમેરા બીના મેરેકું ચેન નહિ થા." એમ શાહ બોલવા લાગ્યો ત્યારે "ખાનેસેં ક્યા કરના હે, આલમમેં કુત્તાબી ખાકે પેટ ભરતે હે. બડે ઓર છોટેકા ભેદ કોન રખતે હે. શાહકી સલ્તનતસેં કોન ડરતે હે, તુમારી રયાશદ ક્યા કામકી હે, તુમેરા હૂકમ તુમેરા ગાઉમેંજ હે. તુમેરા માનમર્તબા કોન રાજવીર રખતે હે. તુમેરી સાથ મેંને સાદી કી જીસકે લીયે મેંને બહોત તીરસ્કાર સુનાહે. તુમ મેરેસેં બાતચીત મત કરો. મેં સો રેતી હું" એમ બેગમ બોલવા લાગી. જેથી શાહ ઘણોજ આકુળવ્યાકુળ થયો. ઘણી લાચારીએ બેગમને મનાવી હકીકત પુછી જોઇ અને વીરકળાએ સુંદરનું બહુજ અપમાન કર્યું જેથી તે બહુજ ક્રોધારૂઢ થયો. વીરકળાને હેરાન કરવા વિચાર કર્યો, ગમે ત્યાંથી બોલાવી તેણીને નશીયત આપવા નીશ્ચય કર્યો. હીંદુઓ પણ આટલા બધા છકી ગયા છે એમ શાહને આજેજ ખબર પડી. ગમે તે પ્રકારે વીરકળાને બેગમ સન્મુખ ખડી કરવા વિચાર ચલાવ્યો તેણીને વટલાવી યવનધર્મમાં દાખલ કરવી, અને બેગમ પાસે માફી મગાવવી એવી ટેક શાહે જ્યારે લીધી ત્યારે બેગમના હૃદયની અગ્ની શાંત થઇ. અને હસતી હસતી શાહ સંગાથે ખાણું ખાવા ચાલી. બાદશાહની સત્તા આગળ કોનું જોર છે એમ વીચાર કરતી કરતી બહુજ પ્રસન્ન વદનથી આગળ ચાલી.

---

# પ્રકરણ ૮ મું.

## રાણાજી અને વીરકળા.

જમાબંદી ઉઘરાવી રાણાજી હમણાંજ રાણુપોરમાં પાછો ફ-રેલ છે. શાહની સલ્તનત દીનપ્રતીદીન વધતી જતી સાંભળી હૃદયમાં બહુજ ખેદ પામતો હતો. જે ભૂમિ રજપૂતના નામથી લાંબા વખતથી ઓળખાતી આવતી તે ભૂમિમાં યવન લોકો ધણીપણું પ્રાપ્ત કરવાના હેતુથી પગપેસારો કરતા આવતા હતા એ તેના મનમાં ઓછી દીલગીરીની વાત નહોતી. જુનાગઢનો કિલ્લો યવનહસ્ત પડ્યો એ સાંભળી રાણાજીના મનમાં ચીંતા ઉદ્‌ભવ પામી હતી. રજપૂતોમાં ઐકયતાની ખામી જોઈ બહુજ ચીંતવન કરતો હતો. રજપૂતોનો ઉદય શી રીતે થાય, એ વીચારમાં તે પોતાનો ઘણોખરો વખત ગાળતો. આર્ય લોકની ચડતી ન થાય તો જીવીત વ્યર્થ છે, એમ તે સમજતો. દુરંત યવન દેશાધીપતી થાય તેમાં આર્ય વિદ્યાની પણ સમાપ્તી થાય એ વીચારમાં પણ તે બહુજ રહેતો. રાણાજીના સલાહકાર ઘણાખરા પંડીત લોકો હતા, તેથી રાણોજી દેશદાઝવા બહુજ હતો. પંડીતની એવી સલાહ હતી કે ગમે તેમ થાય તોપણ ગૌમાતાનું રક્ષણ કરવું. આર્યપણાની સતેજ કીર્ત્તી સ્વેત રાખવી. વસ્તીના સુખથી રાજા સુખી થાયછે, એમ રાણોજી સમજતો. તેથી વસ્તીના સુખ દુઃખની કથા તે હમેશાં સાંભળતો. વસ્તીના શ્રેયઃને માટે તેણે પોતાની તીજોરીની પણ દરકાર રાખી નહોતી. દુરંત યવનના ત્રાસજનક હુમલા પરમુલકમાં થતા હોવાથી તેના પડઘા રાણુપોરમાં પણ પડતા હોય એમ રાણુપોરની

પ્રજાજનને લાગતું પણ રાણાજીના મનપર તેની કંઇ અસર થતી નહી તેનો ડર રહેતો. અને યુદ્ધ સામગ્રી તૈયાર રાખવાને કાળજી રાખતો. એટલામાં યુદ્ધ કરવાનો વખત રાણાજીને આવતો હોય એમ દીગ્દર્શન થયું. રાણાજીની સ્ત્રી વીરકળા શાહની બેગમની સાથે કજી-ઓ કરીને આવી છે એવી ખબર રાણાજીને પડી તેથી તેનું મન જરા વીહ્વળ થયું, તોપણ તે જરા દીલમાં ડર્યો નહોતો. પોતાની અર્ધાંગના પાસે જઇ સઘળી હકીકત સાંભળી. વીરકળા અચકાતી અચકાતી બનેલ હકીકત વીદીત કરતી હતી, કારણ કે રખેને રાણાજી તેણીની વર્તણુકથી ગુસ્સે થાય. પરંતુ રાણાજીએ વીરકળાને ધીરજ આપી. અને દુરંત યવનનો શું ભાર છે એવા ઉદ્ગાર રાણાજીના મુખમાંથી નીકળવા લાગ્યા. વીરકળા રાણાજીના હીમતના વચનથી બહુજ ખુશી થઇ અને ડરનો પરીત્યાગ કર્યો. બંને અરસપરસ યવનના પ્રાબલ્યની વાતચીત્ત કરતા હતા, ત્યાં એકાએક યવન શાહનો પત્ર મળ્યો તેમાં લખ્યું હતું કે "તમારે તાકીદે નોકરીપર હાજર થવું" રાણાજીને અમુક મુદત સુધી શાહની નોકરીમાં હાજર રહેવું પડતું હતું. જેથી જવાને તૈયાર થયો. વીરકળાએ યવનથી ચેતતા રહેવા ભલામણ કરી, અને કોઇનો ભરૂસો નહી કરવા વિનંતી કરી. એટલુંજ નહિ પણ રાણાજીની સાથે રાજનગર જવા આજીજી કરી. કેમકે રાણાજીને કલહના કારણથી એકલા મુકવા વીરકળાને વાસ્તવીક લાગ્યું નહિ. વીરકળાએ સંગાથે જવા બહુજ આગ્રહ કર્યો, તોપણ રાણાજીને સાથે તેડી જવા દુરસ્ત નહિ લાગવાથી ના પાડી. રાણીનું મુખ જરા વીલું થતું જોઇ રાણોજી ધીરજ આપવા લાગ્યો. તેમ તેમ રાણીની ચક્ષુમાં અશ્રુઓ ભરાઈ આવવા

લાગ્યા. રાણોજી લુગડાંવતી લુછવા લાગ્યો. યોગ્ય શીખામણ આપ્યા બાદ રાણોજી રાજનગર જવા નીકળ્યો. વીરકળા અત્યંત વ્યાકુળ થઇ, પણ લાચાર.

---

## પ્રકરણ ૯ મું.

### મહુમદશા અને સુંદરબા.

સુંદરનું મન મનાવી શાહ તેણીને ખાણા ઉપર તેડી ગયો. સુંદરબાએ પ્રીતમની સાથ ભોજન કર્યું. પણ વીરકળા ઉપરની તેણીની દાઝથી તેણીના હૃદયનો ચીરાક શાંત થયો નહોતો. ગમે તેમ કરી વીરકળાને ભ્રષ્ટ કરો તો સારૂં એમ શાહને વીનતી કરવા લાગી. કયે રસ્તે અહીં બોલાવવી એમ ચીંતવન કરવા લાગ્યા. એટલી વાતચીત થઇ ત્યાં ખબર મળી કે વીરકળાનો પતી રાણોજી નોકરીપર અહીં હાજર થયા છે, તેને વીરકળા અહીં હાજર કરવાની ફરજ પાડવી, એમ બેગમ શાહને જણાવે છે પરંતુ શાહનો વીચાર મળ્યો નહિ; કેમકે ગમે તેવો તોએ વીરક્ષત્રી છે. રાણાજીને તેના એક અનુચર સાથે વાંધો પડતા બરતરફ કરવામાં આવ્યો છે એ ખબર શાહને મળતા તેને બોલાવી રાણાજીના ઘર સબંધી સર્વે હકીકત પુછી. હું રાણાજીના ઘર સંબંધી સર્વે હકીકત જાણુંછું હું તેની હજૂરમાં હું. મારા ઉપર અધાપીપર્યંત સારો વિશ્વાસ હતો. મને વીરકળા પણ સારી રીતે ઓળખે છે. મારે રાણાજી સાથે કજીઓ થયો છે એ બાબત વીરકળા કંઇ જાણતી નથી. ગમે તેમ કરી કંઇક નીશાની રાણાજી પાસેથી લઇ આપો તો હું તે બતાવી વીરકળાને આપની

રૂબરૂ હાજર કરૂં. ગમે તેમ સમજાવી અહીં તેડી લાવીશ. તમારે એ બાબત નીશ્ચીંત રહેવું, એમ અનુચરે નમ્રતાપુર્વક શાહને કહ્યું. જે ઉપ-રથી શાહે રાણાજીને બોલાવી કટાર, ભાલો તથા રૂમાલ એક પછી એક રાણાજી પાસેથી માગી લીધા. રાણાજીના મનમાં સંદેહ ઉત્પ-ન્ન થયો પણ શાહ માગે અને એવી નજીવી વસ્તુ ન અપાય તો ખોટું. જેથી લા ઇલાજે તે આપવી પડી. તે વસ્તુ લઇ શાહે રાણા-જીના અનુચરને આપી જે લઇ અનુચર રાણપોર ગયો. અને રા-ણાજીએ આ વસ્તુ આપી છે એમ નીશાની આપી ત્યાં "તમને તે-ડાવે છે" એમ વીરકળાને કહ્યું. વીરકળાના મનમાં અંદેશો આવ્યો પણ નીશાની મળતાં જવા તૈયાર થઇ. અનુચર વીરકળાને રાજન-ગરમાં લાવ્યો. રાજનગરમાં વીરકળા આવી પહોંચી છે. એ ખબર શાહને તથા સુંદરબાને પડતાં બહુજ ખુશી થયાં. વીરકળાના શબ્દો વીરકળાને પાછા આપવા બેગમે વીચાર કર્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

## વિચારસાગરમાં પડેલો રાણાજી.

રાણાજી પાસેથી કટાર, ભાલો તથા રૂમાલ પાદશાહ મહમદે જોવા વાસ્તે માગી લીધેલ જે તેણે પોતાની પાસે રાખ્યા. જેથી રાણાજીના મનમાં અંદેશો ઉત્પન્ન થયો કે શાહે શા વાસ્તે તે ચીજો માગી હશે. રખેને કંઇ પ્રપંચ તો નહી હોય ! એવી નજીવી ચી-જો માગવાનું કોઇક સબળ કારણ હશે તજવીજ તો કરવી જોઇએ. એમ વીચાર કરે છે એટલામાં રાણાજીને કોઇએ ખબર આપ્યા કે

રાણી વીરકળા અહીં આવેલ છે. રાણાજી આ સાંભળી સ્તબ્ધ થ-ઇ ગયો. "શું મારી પ્રીયા વીરકળા અહીંયાં! શત્રુભુમીમાં આવેજ કેમ! મેં તેણીને આવવા ચોખ્ખી ના કહી હતી, મારી આગ્નાનું ઉલંઘન કરી આવી છે! કાંઇક પ્રપંચ થયો હશે. કટાર તથા બા-લાથી આ કૃત્ય બન્યું તો નહી હોય! એમ હોય તો પાદશાહે ક-પટ કર્યું ખરૂં!! હા હા એમજ. એ વિના મારી રાણી વીરકળા અહીં આવેજ નહી." એમ કહી રાણોજી શસ્ત્રો સજી લાલચોળ આંખો કરી પાદશાહ તરફ તીરસ્કારના વરસાદ વરસાવતો ઉઠયો અને પાદશાહને વધ કરવા માટેજ ઉઠયો હોય એમ આકુળ વ્યાકુ-ળ થતો પોતાના ભવનમાંથી બહાર નીકળવા માટે ચાલવા લાગ્યો. દશ બાર પગલાં ચાલ્યો એટલામાં તેના ઉતારાના કમાડ ( બહાર-ના બારણાના ) કોઇએ મૌન્ય રહી ઠોકયા. રાણોજી જરા ચમકયો પણ નીડર રહી આગળ વધ્યો, અને કમાડ ઉઘાડ્યા અને જોયું તો શીરબંદીના કેટલાક માણસો આયુધ ધારણ કરેલા દીઠા. રાણાજી એ આવવાનું પ્રયોજન પૂછ્યું. માણસોએ જવાબ દીધો કે "અમે સૌ બાદશાહના હુકમથી આવ્યા છીએ. અને તમને કેદ કરવા મા-ટે આવ્યા છીએ. જો ખુશીથી શરણ થાઓ તો ભલે નહીંતર પ-રાણે અમો તમોને પકડી લઇ જવાના." આ સાંભળી રાણોજી આ-શ્ચર્ય પામ્યો. અને પાદશાહના કપટ વિષે ખેદ કરવા લાગ્યો અને બોલી ઉઠયો "સીપાઇઓ તમે જાઓ અને પાદશાહને જાહેર કરો કે રાણોજી શરણ થવાનો નથી. જો તાકાત હોય તો તું જાતે કેદ ક-રવા આવ." આ સાંભળી શીરબંદીના માણસોએ કહ્યું કે "અમો પાદશાહ પાસે જવાના નથી અમોને હુકમ આપી દીધો છે તે મુ-

જબ તમોને પરાણે પકડી લેશું." એમ તેઓએ કીધું એટલે રાણા-જીએ કહ્યું "ત્યારે હવે તમો તમારૂં જોર અજમાવી જુઓ" આ સાંભળી શીરબંદીના માણુસોએ બંદુકના બહાર કર્યાં. તેવાજ રાણાજીએ કર્યા. પાદશાહના બે ચાર માણુસો ઘાયલ થયા ત્યાં રાણાજી પાસે બીજી ભરેલ બંદુક નહી હોવાથી યવનના માણુસોએ રાણાજીને ગુપ્ત રીતે પકડી લીધો અને હાથ પગ બાંધી લીધા. રાણોજી લાચાર થઇ ગયો. શીરબંદીના માણુસો રાણાજીને પકડી બંદીખાને લઇ ગયા જ્યાં તેને એક અંધારી કોટડીમાં પુરી દીધો અને માણુસો પાદશાહ પાસે ગયા. રાણાજીને કેદ કર્યાના ખબર આપ્યા જેથી શાહ બહુજ ખુશી થયો અને માણુસોને સારા સારા ઇનામ આપી રાજી કર્યા. યવનના કપટથી રાણાજી કેદી બન્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### વિરકળા અને સુંદરબા.

વીરકળાને રાણાજીનો અનુચર રાણાજીના નામથી રાજનગરમાં તેડી લાવ્યો અને શાહના હુકમથી રાજનગર માંહેના એક ઉતારામાં ઉતારો આપ્યો અને વીરકળાને અનુચરે કહ્યું કે રાણાજી કચેરીમાં ગયા છે તે હમણાં આવશે, હું જઇને મોકલું છું. એમ કહી અનુચર બહાર ગયો. રાણાજીનું મુખ જોવાને વીરકળા ઘણીજ અધીરી થઇ. અને વારેવારે બારણા તરફ દૃષ્ટિ કરે, પણ ઘણો વખત વિત્યા છતાં રાણાજી આવ્યા નહિ. તેથી વીરકળાને ચીંતા પેઠી અને ચીંતવન કરવા લાગી. એટલામાં બારણા નજીક કેટલાએક માણુસોનો કોલાહળ વીરકળાએ સાંભળ્યો. જેથી તેણી ચમકી અને દૃષ્ટિ

ભરી જુએ છે ત્યાં એક મીઆનો નજરે પડ્યો, ભોઇ લોકોએ મી-
આનો હેઠો ઉતાર્યો અને આડો ચક ધર્યો, એટલે અંદરથી સુંદરબા
નીકળી ઉભી થઇ. સુંદરને જોતાં વીરકળાનું કમળવદન સુષ્ક થયું.
અંતરમાં ગ્લાની પામી. દાસીઓ સહીત સુંદર અંદર પેઠી અને વી-
રકળાનો હાથ ઝાલી પુછવા જાય છે ત્યાં વીરકળા સ્પર્શ ન થવાના
હેતુથી દૂર ખસી ગઇ અને ભવાં ચડાવી ઉભી. સુંદરને દાસીઓએ
બેસવા માટે આસન આપ્યું. સુંદર બેઠી અને વીરકળાને કહેવા લા-
ગી કે "અરે કરકશા હજુ તું તારો દુરાગ્રહ તજતી નથી. તું જા-
ણતી નથી કે હું રાજનગરનો શાહ મહમદ બેગડો જેણે જુનાગઢ
અને પાવાગઢના બન્ને કોલ્લા કબ્જે કર્યા છે તેની માનીતી બેગમ
છું, અને હિંદુધર્મની ઝનુન રાખનારી અવિચારી વીરકળા જે તું
તેનો તોર ઉતારનારી તારી બ્હેન છું. તું સમજતી નથી કે હું જે
કરવા ધારૂં તે કરી શકું તેમ છું. તું મારી સાથે વૃથા વાદ કરી
ફુલાઇ ગઇ હોઇશ, પણ તારી ફુલ આજ હું ઉતારવાની છું. વિચાર
કર્યા વિના મારી સાથે તકરાર કરવામાં શું સાર છે, તેની ખબર
તને આજે પાડીશ. અરે મારી જાહોજલાલીનું તને કાંઈ ભાન ન
રહ્યું. તારી બેવકુફાઇનું પરીણામ તારે સહન કરવું પડે તેમાં કંઇ ન-
વાઇ નથી. તું મારી નાની બ્હેન છતાં મોટપનું કંઇ માન ન રા-
ખ્યું એટલુંજ નહિ પણ તું એક નાના રજવાડાના ધણીની ઓરત
અને હું શાહની બેગમ એ વાતનો પણ તેં કંઇ વિચાર ન કર્યો.
યાદ રાખજે તારી શી વલે થાય છે. તારે મુસલમાન થયા વિના
છુટકો નથી. જે ધર્મની તું નીંદા કરતી હતી તેજ ધર્મના એક
ગરીબમાં ગરીબ સીપાઇની સાથે તારે તારો ભવ ગાળવો પડશે."

વીરકળા બોલી.–"બસ કરો, તમારી જીભ ટુંકી કરો, તમારા શબ્દો તમનેજ હેરાન કરશે. જો વીરત્વનો છાંટો તમારા હૃદયમાં હોત તો તમે આવું તરકટ કરત નહિ. તમો વટલી ભ્રષ્ટ થયા છો એટલેજ બસ છે. તમે ખચીત્ત જાણજો કે મારામાં ક્ષત્રીનું લોહી ફર્યા કરે છે. હું એક કેશરીસિંહની અર્ધાંગ્ના છું. જેનો સ્પર્શ કરતાં પણ અભડાઇ સ્નાન કરવું પડે એવા યવન લોકો શું મને રજપુત મટાડવાની તદબીર કરશે. હજુ—

રાજે છે શશી વ્યોમ અર્ક મહિમા, ઓછો હજુ ના થયો,
ધ્રુકાંટો હજુ ના ફર્યો ઉત્તરની, દીશા સુહાવી રહ્યો;
તારામંડળ તેજ મેરૂ સ્થીર છે, પ્રીતી હરીથી રમા,
મર્યાદા ઉદધીતણી હજુ રહી, તારી મુને ના તમા.

સુંદર! નાહક ખુમારી શા માટે રાખે છે. તારી જાહોજલાલી મેં જાણી છે, તું ગમે તેવા શાહેનશાહની ઓરત હો પણ મારે શું કામ છે. હું તારા ગર્વથી બરેલા શબ્દોદ્ગારથી નથી ડરવાની, મને રજપુત ધર્મનું અભિમાન છે. અને તે ક્ષત્રી વંશજે રાખવું પણ જોઇએ. તું યવનના સંગમાં રહેવાથી રજપુત ધર્મ ભુલી ગઇ છું. અને જેથી તું હિંદુ ધર્મની નીંદા કરેછે."

સુંદર બોલી.—તારી ખુમારી તું છોડી દે, અને મારા શીરબંદીના એક હલકા સીપાઇ સાથે નીકા પઢી મુસલમાની ધર્મ સ્વીકારી લે નહિતર તારે હેરાન થવું પડશે. તારો રાણોજી તને કાંઇ કામ નહિ આવે. તે બિચારો પણ અમારી નોકરીમાં અહોરાત્રી હાજર રહે છે, આરે તું તે કોણ માત્ર. ચાલ ઉભી થા અને સીપાઇનું ઘર માંડ.

વીરકળા બોલી—"ધીક્કાર છે તને રાજપુત્રી. તું પથ્થર કેમ થઇ

નહી કે ચણુવામાં તો કામ આવત." એવા શબ્દો બોલતી બોલતી વીરકળા ઘણીજ તપી ગઇ. બંને બેનો ફરીને વઢી. વીરકળા સુંદરથી કંઇ પણ ડરી નહિ અને તેણીના પર તીરસ્કારનો વરસાદ વરસાવવા લાગી. સુંદર પણ ઘણીજ ચીડાઇ, અને 'જોઇ રાખજે તારી શી દશા થાય છે' એમ કહી ચાલી નીકળી. અનુચરનું કપટ વીરકળાના સમજવામાં આવ્યું, રાણાજી કયાં હશે તેને માટે ચીંતાતુર થઇ તપાસ કરાવવા દાસીને મોકલવા વિચાર કર્યો, પણ પવનનું જોર બહુજ હોવાથી બહાર નીકળવું વ્યાજબી ન ધાર્યું. સુંદર ગુસ્સે થઇને ગઇ છે તેથી કંઇપણ તેણીનો દુષ્ટભાવ ભજવશે એમ ધારી ઉતારાના દ્વાર બંધ કરી હથીયાર પોતાની પાસે રાખી હરી ભજન કરવા લાગી.

દીનાનાથ દયાળ ભાળ કરજે, આ બાળની શી દશા,
આ કાળાગૃહમાંય કર્મ નિમિતે, કયાંથીજ આવી વસ્યા;
આ સીંધુ વિસ્તાર કોણ કલપે, પ્હોંચે ન દૃષ્ટી જરી,
ઉતારે પ્રભુ પાર બાળ દુખમાં, ઓચીંતી આવી પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

### રાણાજી અને રાજબાઇ અને પાછળથી વીરકળા.

પાદશાહની કપટજાળથી રાણાજી કેદી બન્યો છે. પગમાં લોઢાની જબરી બેડીઓ નાંખેલ હોવાથી એટલો બધો ભાર થઇ પડયો કે રાણાજીથી ચાલી પણ શકાય નહિ, ત્યારે તે બંધનમાંથી મુક્ત તો શા રીતેજ થવાય. કુદરત તારી બલીહારી છે. સીંહ જેવા

ને પણ કપટજાળમાં ફસાવું પડે છે. ત્યારે ગરીબ અજની શી ગ-
તી ! શીર પડેલા સંકટથી રાણાજીનું મુખ મ્લાન થયું. પ્રભુ ગતીનું
વીવેચન કરવા લાગ્યો. શી રીતે બંધનમુક્ત થવું તેના વિચારમાં ને
વિચારમાં દીવસો નીગર્મન કરવા લાગ્યો. અનુચરે જે દગો દીધો હતો
તે બાબત ખેદ કરવા લાગ્યો. સ્વારથની બાજી કેવી છે તે વિષે ચિં-
તવન કરવા લાગ્યો. લુણહરામી પુરૂષો કેવા ઉદ્ભવ પામે છે તે બા-
બત પોતાનું હૃદય બાળવા લાગ્યો. એવા વિચારમાં તે મુંઝાતો હ-
તો, એવામાં ખબર મળી કે વીરકળા ઉપર જુલમ બહુજ ગુજરે
છે, આથી તે ઘણોજ આકુળ વ્યાકુળ થયો. "અરે ઇશ્વિર તેં મારી
શી દશા કરી ! તને કંઇ દયા ન આવી. તેં ધર્માચરણીને દુઃખ દઇ
નરાધમ યવનને આશ્રય આપ્યો." એમ ઉદ્ગાર કાઢવા લાગ્યો. છેવટે
રાણાજીને રાજબાઈનું વચન યાદ આવ્યું જેથી સ્તુતી કરવા લાગ્યો.

મયા મ્હેર કરજો (૨) દુઃખ આ તનયના દયાળુ આવી
હરજો. મયા૦

સિંહ છતાં અજકરમાં પડયો હું, દુઃખનગપરતો ચડયો છું;
રાજપદેથી આજે ખડયો છું, વખત વિચારી વિચરજો;
શ્રવણ સ્તુતી ધરજો, મયા મ્હેર કરજો.

યવન પ્રબળ છળ કળ ન પડેલી, શું સમજુ મતી મેલી,
હું સપડાયો પણ તું છે બેલી, દુઃખહર વચનેજ પળજો;
પછી વેલા વળજો. મયા મ્હેર કરજો.

આ કરૂણાજનક દીનોદ્ગાર સાંભળી ભગવતી રાજબાઇ એકા-
એક અંતરિક્ષથી પ્રગટ થયાં. અને "માગ માગ તારે શું જોઇએ
છીએ, ખુશીથી માગી લે." એમ કહેવા લાગ્યાં. રાણાજીએ કહ્યું–હે

દીનદયાળી દેવી આપે મને જંગલમાં વચન આપ્યું હતું તે અનુ-સાર હું (બેડી બતાવીને) આ સંકટમાંથી મુક્ત થવા આપનું શરણ માગું છું. મને દુષ્ટ યવન શાહે કપટથી કેદ કરેલ છે તેથી હું પરવશ થઇ પડયો છું. આ વજ્ર જંજીરનો ભાર મારાથી સહન થઇ શકતો નથી. દુષ્ટ યવન મને આ પ્રમાણે કેદ કરી મારી પ્યારી વીરકળાને દુભવવા લાગશે ત્યારે મારે અહીં ઝુરી ઝુરીને મર્યા વિના છુટકો નથી; માટે હે કરૂણાસાગર ભગવતી આપ કૃપા કરી આ દીન સેવકને બંધન મુક્ત કરો. એ વર હું આપની કને માગું છું. દેવી આ સાંભળી બહુજ પ્રસન્ન થઇ અને જેવો પોતાનો હસ્ત બેડી ઉપર લગાડયો કે તુરતજ બેડી ત્રુટી ગઇ. રાણોજી મુક્ત થયો. અને દેવીને દંડવત કરવા લાગ્યો. દેવીએ આશીર્વાદ આપ્યો, અને કહ્યું કે તારી સ્ત્રીને જઇને હવે તું દુઃખમાંથી છોડાવ. એમ કહી દેવી અંતરધ્યાન થયાં. રાણોજી શુરના આવેશમાં પોતાની પ્રીયા જે ઉતારામાં હતી ત્યાં ખાનગી રીતે પુછતો પુછતો વેશબદલો કરી ચાલ્યો. ત્યાં સતી વીરકળા દીનોદ્ગાર કાઢતી હતી. તે સાંભળી કમાડ ઠોકયાં અને લાંબો ઘાંટો કાઢયો, રાણાજીનો સાદ સાંભળી વીરકળા દ્વાર પાસે આવી અને જોયું તો રાણાજીની મુર્ત્તી નજરે પડી. જેથી તેણીએ એકદમ દ્વારના કમાડ ઊઘાડયાં, રાણોજી અંદર પેઠો, પોતાની પ્રાણાધીક પ્રેમદાને પ્રેમપુર્વક ભેટયો. ગદ્ગદીત કંઠે બનેલી બીનાથી પતીને વાકેફ કર્યો. રાણાજીએ વીરકળાને દીલાસો દીધો. યવનના કપટ બાબત ખેદ કરવા લાગ્યા. નીમકહરામ અનુચરના કાળા કૃત્યને માટે અફશોષ કરવા લાગ્યા. એવામાં શાહના કેટલાક સીપાઇઓ શાહના હુકમથી વીરકળાનું હરણ કરવા આવ્યા.

કેટલાક અંદર પ્રવેશ કરવા લાગ્યા, અને અપશબ્દો કહી રજપુતની લાગણી દુખવવા લાગ્યા. રાણાજી આ સાંભળી ક્રોધના આવેશમાં આવી ગયો, અને પોતાની પ્યારી પાસે જે હથીઆર હતું તે લઇ સીપાઇ લોકો સામે થયો. ઘણા જણાને કતલ કરી નાંખ્યા. વીરકળા પણ પતીને સહાયી થઇ. બધા સીપાઈઓને જેર કરી નાંખ્યા. બાદ શત્રુભુમીમાં રહેવામાં કંઇ સાર નથી એમ વિચારી ક્ષત્રી દંપતી ઉતારો છોડી ચાલી નીકળ્યાં અને સ્વદેશ તરફ રવાના થવા લાગ્યાં. રસ્તામાં ચાલતાં કેટલાક યવન લોકોએ તેમને ઓળખ્યા, જેથી તેમને અટકાવવા કોશીશ કરી પણ વીર દંપતીએ તેમને ઠાર કર્યા. એમ ઘણા યવન લોકોનો કચરઘાણ કાઢી વીજયી થઇ તે જોડું આગળ ચાલ્યું. રસ્તામાં તેમને પાદશાહના કેટલાક ઘોડેશ્વારો મળ્યા. જેમણે રાણાજીને રોકવા પ્રયત્ન કર્યો, પણ રાણાજીએ સમશેરથી તેમના કટકા કરી ઘોડા લઇ તે ઉપર બન્ને જણા બેઠા અને વાતચીત્ત કરતાં કરતાં પોતાના નગરમાં જઇ પહોંચ્યા. નગરજનો રાજા રાણીને જોઇ બહુજ અત્યાનંદ પામ્યા, અને ખુશીના પોકાર સાથે મહેલમાં ગયા, જ્યાં તેમના ઉપર પુષ્પવૃષ્ટી થઈ, અને કચેરી થતાં વીતેલ હકીકતથી પ્રજાજનોને વાકેફ કર્યા. પ્રજા રાણાજીની બહાદુરીના એકે અવાજે વખાણ કરવા લાગી. મુસલમાની જુલમને માટે ચાંપતા ઉપાય લેવા વિચાર કરવા લાગી. શહેરની સ્રીઓના મુખમાંથી નીચે પ્રમાણે ઉદ્દગાર નીકળવા લાગ્યા.

જીતી આવ્યા નૃપરાજ, શાહને જીતીને આવ્યા.
મંગળ દીવસ આજ, શાહને જીતીને આવ્યા.
કરૂણા કરી કીરતાર, શાહને જીતીને આવ્યા.
દીવસ આ સુખકાર, શાહને જીતીને આવ્યા.

# પ્રકરણ ૧૩ મું.

## મહમદશાહ અને સુંદરબા.

એક વખતે પાદશાહ અને સુંદરબા પોતાના મહેલમાં બેઠા હતા, અને હાસ્યાવિનોદ કરતા હતા, અને વીરકળાને સપડાવવા માટે વિચાર કરતા હતા ત્યાં ખબર મળ્યા કે રાણોજી બેડી ત્રોડાવી કેટલાક સીપાઇઓનો વધ કરી પોતાની અર્ધાંગના વીરકળાને લેઇ સ્વદેશ તરફ વટી ગયો છે. આ ખબર સાંભળતા પાદશાહ તથા બેગમ સુંદરબા ઘણાજ દિલગીર થયા અને હાથ પગ પૃથ્વીપર પછાડવા લાગ્યા. સીપાઇસપરાને ગાળો વરસાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે—"અરે હાય ગજબ થયો, ખુદાતાલા હવે શું કરવું. છળકપટ કરી માંડ માંડ કેશરીસિંહને ફસાવ્યો હતો. તે સટકી ગયો, એટલુંજ નહિ પણ તેની ઓરતને પણ સાથે લેતો ગયો. અરે! મારા કેટલાક સીપાઇને પણ ઠાર કર્યા. ગજબ કર્યો છે, તેણે મારી પુરેપુરી ફજેતી કરી છે. પણ નવાઇની વાત તો એજ છે કે બેડી બહુજ મસ્ત હતી, છતાં કેમ ત્રુટી. અરે પહેરેગીર તથા દરોગો ક્યાં મુઆ હતા. તેઓએજ કાતો તેમને મદદ કરી હશે. કેવું અંધેર છે. સાલા બધાઓને બરતરફ કરૂં. એ દુષ્ટોએ મારૂં નીમક લજાવ્યું છે. તેઓને મારે નશીઅત આપવી જોઇએ. અરે! અંતરમાં આતસના ભડકા બળ્યા કરે છે. હાય હાય મારો કટ્ટો શત્રુ, મારો કેદી, મારા પીંજરાવશ થયેલો કેશરી મારી આંખમાં આંજી ચાલ્યો ગયો. સીતમ! સીતમ! અરે! સુંદર હવે શું કરવું. મરવું અગર મારવું. પણ તેને સસતો જવા દેવો નહિ. મારી નામોશી આ-

થી પુરી થઇ છે. મારી સલ્તનતની આબરૂ પર તેણે હલ્લો કર્યો છે." એમ શાહ બોલ્યો. "શું કરવું ! શું કરવું ! શું કહો છો. મરવું હજાર વાર સારૂં, આપણો તીરસ્કાર એણે કેટલો બધો કર્યો છે. આપણી રજા મેળવ્યા શીવાય ગુપ્ત રીતે સટકી ગયા ત્યારે તો ખરેખરા આપણા ચોરજ તો તેને કેમ જવા દેવાય. તેને કેમ શાન્તીમાં સુવા દેવાય." એમ સુંદર બોલી. "બેગમ તે ખરી વાત છે પણ જ્યારે તે પોતાના દેશમાં સહીસલામત પ્હોંચી ગયો ત્યારે શી રીતે કબજે કરાશે ! નીચ કાફરે કાળો કેર કર્યો છે. આપણી આંખમાં આંગળી કરી ચાલ્યો ગયો છે." એમ શાહે કહ્યું. "ગમે તેમ થાય તોપણ તેને કબજે કરવો, આપણો પ્રાણ એમાં ખોવો પડે તો પણ શું થયું. જો તે કાફર કબજે ન થાય તો આપણે પછી શું મોહું દુનીઆમાં દેખાડી જીવવું. એક હલકા રાજ્યનો અધીપતી રજપુત આપણને આ પ્રમાણે છેતરી ચાલ્યો જાય અને પછી તેનો પીછો ન લેવાય ત્યારે મોટા રાજ્યનો મહીપતી આપણાથી શી રીતે ડરશે ? આપણે કાયર થવાનું નથી. આપણે ખુદાતાલાની મહેર છે, આપણે લસ્કર કયાં થોડું છે." એમ સુંદર બોલી ઉઠી. "ખરી વાત છે માશુક ! નામોશી લઇ જીવવું તે કરતાં હજાર દરજે મરવું સારૂં છે. અરે ! રાણાજીનો શું ભાર છે. તેનું રાજ મારા રાજ્યની ગંજાવર સેના પાસે શું લેખામાં છે ! તેને પકડી અને તેનો તોર ન ઉતારૂં તો મારૂં નામ મહમદશા નહિ." એમ પાદશાહ બોલ્યો. "અરે ! રાણોજી સટકી ગયો તેથી જે ચીંતાનો ચકમક મારા હૃદયમાં ખરે છે તે કરતાં હજાર ગણો આતસનો ભડકો મારા દીલમાં વીરકળા નાશી જવાથી બળેછે. અરે ! મારા મનની તો

મનમાંજ રહી. જે ધીટકારના શબ્દો મારે તેણીને કહેવા હતા તે તો મારી પાસેજ રહ્યા. તેણીને ભ્રષ્ટ કરવાનો વિચાર મારો અમલમાંજ ન આવ્યો. તેણીને એક હલકા સીપાઇ સાથે પરણાવી વરઘોડો ફેરવવાની મારી મજા તો તદન સુકાઇજ ગઇ. મારા મનોરથ બધા અફળજ થયા. ગમેતેમ થાય, સર્વ લશ્કર કપાઇ જતાં સુધી અને છેવટે આપણા પ્રાણાંત થતાં સુધી એ રાંડી વીરકળાને મારે કબજે કરવી છે, તે વિના મારૂં જીવતર અકારથ છે, માટે સત્વર લશ્કર મોકલી રાણપોર કબજે કરી રાણાજીને તથા વીરકળાને બાંધી કેદી બનાવી અહીં હાજર કરવાની પ્રતિજ્ઞા લીઓ ત્યારે મારા સળગતા ચીત્તમાં શાન્તી થશે, નહિતર મારૂં તન ચીંતાની ચીત્તાથી ભસ્મીભુત થઇ જાશે" એમ સુંદર મોઢેથી બોલી. પાદશાહે સુંદરના આગ્રહથી પ્રતીજ્ઞા લીધી અને લશ્કર રાણપોર તરફ મોકલ્યું રાણોજી સામો થયો અને લશ્કરને પોતાની સેનાના બળથી કરી કાપી નાખ્યું. થોડાઘણા માણસો જીવતા નાશી ગયા. પાદશાહને આ હકીકતની ખબર પડતાં ગ્લાની પામ્યો. પણ શું કરે, લાચાર! રાણાજીના બળથી પાદશાહ ચકીત થયો અને તેની સામે થવામાં કશો માલ નથી એમ વિચારી ફરી લશ્કર મોકલ્યું નહિ. સુંદરનો ગુસ્સો પણ પાછળથી કાળે કરી જરા ઓછો થયો. તેણીએ પણ પાદશાહના વિચાર પ્રમાણે ચાલવા વાજબી ધાર્યું. જેથી રાણાજીની ફરી આળ કરી નહિ. રાણોજી સ્વતંત્ર થઇ રાજ કરવા લાગ્યો. અને નોકરીની ફરજ નીકળી ગઇ.

---

# પ્રકરણ ૧૪ મું.

## રાણાજી અને બ્રાહ્મણો.

વિજય પામેલો રાણોજી રાણપોરમાં સુખે રાજ કરવા લાગ્યો. વસ્તી ઉપરના કેટલાએક કર માફ કર્યા. વેપારમાં વૃદ્ધિ થાય તેટલા સારૂ તેણે વેપારીઓને માટે પોતાની તીજોરીએથી પૈસા લેવાની છુટ આપી. ગામમાં કેટલીક નવી શાળાઓ સ્થાપન કરી. સ્ત્રી કેળવણીનો પ્રચાર થાય તેટલા વાસ્તે તેણે સ્ત્રી કેળવણીને બહુજ ઉત્તેજન આપ્યું. કવી તથા કોવીદની કદર હતી થતી તે કરતાં ચોગણી થવા લાગી, જેથી તે વિદ્યા દીન પ્રતીદીન ઉત્તેજીત થઇ. બ્રાહ્મણોને દાનમાં કેટલીક જમીન અર્પણ કરી. ગામમાં શીવાલયો તથા બીજા દહેરાં બાંધવા પાછળ કેટલોક વ્યય કર્યો. સાધુ સંતની બરોબર બરદાસ થાય તેટલા માટે તેણે કેટલીક છત્રશાળાઓ સ્થાપન કરી. બાગ બગીચા તથા હવા માટેના બીજા આશ્રમો સ્થાપન કર્યા. પાણીની સગવડતાને માટે ગામ તથા ગામ બહાર કેટલાક જળાશયો બંધાવ્યા. કન્યાવિક્રય ન થાય તે માટે તેણે ચાંપતા ઉપાય લીધા. એટલુંજ નહિ પણ બીજા કેટલાક કુધારા કાઢી નાંખી સુધારા દાખલ કર્યા. તે એવી ખુબીથી કે કોઇના મનમાં કલેશ ન થાય. સંગીત શાસ્ત્રને ઉત્તેજન આપવામાં બાકી ન રાખી. એવી રીતે રાણોજી પોતાના શુભ કાર્યથી પ્રસિદ્ધ થયો. રાણોજી પ્રેમવિલાસમાં દીવસ નીર્ગમન કરતો હતો પણ તેથી વસ્તીના સુખ બાબત બેદરકાર નહિ હતો. ન્યાય આપવામાં પણ કુશળ હતો. એક દીવસ રાણોજી પોતાના ન્યાયમંદીરમાં ન્યાયાસનપર બીરાજમાન થઇ ન્યા-

નનું કાર્ય એક પછી એક બુદ્ધિબળથી આટોપતો હતો. તેટલામાં કેટલાક બ્રાહ્મણો અરજ કરવા આવેલા છે એમ દ્વારપાળે અરજ કરી, જેથી તેમને અંદર આવવા દીધા. બ્રાહ્મણોએ યથાવીધી રાણાજીને જે આશીર્વાદ દીધો. આ બ્રાહ્મણો વેદવિદ્યા તથા બીજી વિદ્યામાં કુશળ હોવાથી શાસ્ત્રીપદને પામ્યા હતા. તેથી રાજાએ તેમને સન્માનથી બોલાવી યોગ્ય આસન આપ્યા. પછી રાણાજીએ તેમની અરજ લક્ષપુર્વક સાંભળી. બ્રાહ્મણો કહેવા લાગ્યા, હે સદ્‌ગુણાલંકૃત રાજવર્ય અમારી અરજ એવી છે જે આપણા આર્ય રાજમાં અનાર્યનું તો બીજ ન જોઇએ છતાં વહેપારના કારણથી આવ જા હોય તો તેની કંઇ ચીંતા નહીં. પણ અફશોષ માત્ર એટલોજ કે કાલે અમો શીવાલયમાં ચંદ્રચુડ મહાદેવની ભક્તી કરવામાં ગુંથાયા હતા, તે વખતે એક યવન છોકરાએ બાંગ પોકારી આપણા આર્ય ધર્મનું અપમાન કરી અમારી લાગણી દુખાવી છે, એટલુંજ નહિ પણ તેણે શીવમંદીરમાં પ્રવેશ કરી મંદીરને અભડાવ્યું છે. અમોએ તે છોકરાને ઘણોએ વાર્યો પણ સીધો ચાલ્યો નહિ, પણ ઉલટો ગાળોના વરસાદ વરસાવવા લાગ્યો. તે છોકરો ઘણોજ ઉદ્ધત છે, કોઇનું કહેવું માનતો નથી અને આર્ય ધર્મની નીંદા કર્યા કરેછે. રસ્તામાં ગાયોના પુંછડા ઉમેળે છે, અને લાત પાટુ મારી હેરાન કરેછે. કેટલીક ગાયોના બરડા તે દુષ્ટે છોલી નાંખ્યા છે. તેના હૃદયમાં દયાનો તો બીલકુલ છાંટો નથી. આર્ય અબળાની તે આબરૂ લેવા અનેક તદબીર કર્યા કરે છે, તે રાજનગરનો રહેવાશી છે. અને મહમદશાહ પાદશાહની રૈયત હોવાનું ગુમાન રાખી ચાળા ચેષ્ટા કર્યા કરે છે. તે મક્કે હજ કરવા જાય છે. શું મહારાજ આથી તેનો હજ

શોભા આપશે! આપ સાહેબ તેને આપની રૂબરૂ હાજર કરો, અને વાજબી નશીયત આપો. તેણે એટલા બધા પાપ કર્યા છે કે ફાંસીને લાકડે લટકાવીએ તો પણ દોષ નથી. આપ તેને તે પ્રમાણે નશીયત આપો, અગર અમને રજા આપો એટલે અમો બીજે દેશ જઇ વસીએ. અમારાથી આ પ્રમાણે જુલમ સહન થઇ શકશે નહિ. બાદશાહની વસ્તી થઇ તેથી શું થયું?. શું પાદશાહની વસ્તી મોંધી અને અમે સોંઘા! તે જુલમ કરે અને અમે તે જુલમનો ભોગ થઇએ. એવી કયાંની નીતી કે યવન લોકો હીંદુ ધર્મની લાગણી દુભવે તો ગુન્હો નથી! હે રાજેંદ્ર આપ સીંહ છો. આપ કાંઇ જેવા તેવા નથી, વળી આપ આર્ય છો અને આર્ય ધર્મને માટે આપને ઘણી સારી લાગણી છે. આપ કૃપાવંત છો. આપ પાદશાહથી પણ ડરો તેમ નથી. આપે પાદશાહના લશ્કરને પણ કયાં તોબા પોકરાવી નથી. આપે તેના લશ્કરને એટલું બધું જેર કર્યું છે કે ફરીઆદની સાથે લડવા હીમતજ ધરી શકયો નહિ. આપ ખરેખર પારથમુર્ત્તી છો. તો ધર્મસંરક્ષક ક્ષત્રી વીર આપની તથા આપના આર્ય રાજની શોભા તથા સ્વેત કીર્ત્તી સમજી અમો બ્રાહ્મણો જેની લાગણી તે દુષ્ટ યવન છોકરાએ દુભવી છે તેને સહાય કરો. અમારી લક્ષ્મી લુંટાય તેને માટે અમોને કાંઈ ચીંતા નથી પણ દેવની નીંધા તથા ગાયની હેરાની. એ ઉભય કષ્ટો અમારૂં કાળજું કોરે છે અમારા અંતરમાં ધર્મની ધાથી ચીતા જળે છે. હવે આપ કૃપાળુ રાજર્ષી આપને યોગ્ય લાગે તે પ્રમાણે ન્યાય આપો. એજ અમારી ટુંકામાં આપની પાસે માગણી છે. રાણાજીએ બ્રાહ્મણ લોકોની આર્જવતા એક ચીત્તે શ્રવણ કરી, જેથી તે યવન છોકરા ઉપર તેઓના ખેદીત અંતઃ

કરણુ શાંત કર્યા પછી રાણાજીએ તે છોકરાને પોતાની રૂબરૂ બોલાવવા સીપાઇઓને મોકલ્યા. તે હઠીલો છોકરો સીપાઈઓને આધીન થયો નહી. તેથી પરાંણે પકડીને લાવ્યા. તેને રાજકચેરીમાં ખડો કર્યો. તેની ક્રૂર મૂર્ત્તી જોતાંવેંતજ રાણાજીને ગુસ્સો આવ્યો અને પૂછયું તો પણ તે છોકરો પાંશરૂં બોલ્યો નહી, પણ ઉલટું આર્ય ધર્મની લાગણી દુખાય એમ ઉચરવા લાગ્યો. અને પાદશાહની રૈયત છું એવું ગુમાન કરવા લાગ્યો. જેથી રાણાજીનો ગુસ્સો જેમ અગ્નીમાં ઘી મળે તેમ વૃદ્ધિ પામ્યો. તેણે તુરતજ સીપાઇને હુકમ આપ્યો કે આ છોકરાને લઇ જઇ તેના બે કટકા કરી નાંખો, એણે બહુ ગંભીર ગુન્હા કર્યા છે, જેથી તે તેવી ગંભીર નશીયતને પાત્ર છે. છોકરો તે સાંભળી તોફાન કરવા લાગ્યો અને અપમાન ભરેલા શબ્દો રાજા સમક્ષ ભર કચેરીમાં કહેવા લાગ્યો. જેથી સીપાઇઓ તેનું કાંડુ પકડી બહાર લઇ ગયા અને દુર લઇ જઇ સ્મશાન ભુમીમાં તેના કટકા કરી નાંખ્યા. આ ખબર તે છોકરાની એક ઘરડી મા જે તેના ભેળી હજ કરવા જતી હતી તેને પડતાં, તે ઘણીજ રડી અને ગાળો ભાંડતી ભાંડતી શહેર છોડી ચાલી નીકળી રાજા ને છોકરાની પાછળ બહુજ ખેરીયાત કરી. આ પ્રમાણે રાજાએ તે છોકરાને નશીયત આપી બ્રાહ્મણોને રાજી રાખ્યા. બ્રાહ્મણો ખુશી થતા થતા રાજાને નીચે પ્રમાણે આશીર્વાદ આપતા કચેરી છોડી ચાલ્યા ગયા.

બહુ વર્ષ જીવો દયાળુ નરેશ,<br>
વધો વંશવેલી વળી કીર્ત્તી બેશ;<br>
તપો રાજગાદી આબાદી હમેશ,<br>
ભરો લક્ષ્મીભંડાર નહીં ઉર ક્લેશ.

(તથાસ્તુ)

# પ્રકરણ ૧૫ મું.

## શાહની કચેરીમાં ડોસીનુ પ્રવેશ કરવું.

છોકરાને મારી નાંખવાથી ખેદ પામેલી તેની વૃધ્ધ માતા રાણુપોર છોડી અમદાવાદ આવી અને પાદશાહની કચેરીમાં રોતી રોતી આંખ લાલ કરી કહેવા લાગી કે, હે ગરીબપરવર ! આપની સત્તા ફકત આપના રાજનગરમાંજ ચાલે છે એમ હું માનું છું. આપ ગુજરાત તથા કાઠીયાવાડના પાદશાહ ગણાઓ છો, તે હકીકત જુઠી છે. આપનો હુકમ ત્યાં હોય તો આપની વસ્તીની પાયમાલી એક દેશી રજપુત રાજ્યમાં થાય નહિ ! ખુદાવીંદ ! હું તથા મારો છોકરો હજ કરવા માટે અહીંથી મક્કે જતા હતા. દરમ્યાન અમો રાણુપોરમાં એકાદ બે દીવસ રોકાયા, મારા દીકરાની તકસીર જોઇ ન જોઈ, ત્યાંના રાજાએ તેના બે કટકા કરાવી ખુન કર્યું છે, આપ ખુદાવીંદ સરકાર શું આ ઓછો અન્યાય છે ? હું આપની રૈયત છું અને વળી મુસલમાન કોમનું પાત્ર છું, એ હકીકત આપના ધ્યાનમાં છે. મારા દીકરાએ ત્યાં બાંગ પુકારી જેથી ત્યાંના બ્રાહ્મણો ગુસ્સે થયા અને તેના સરદાર પાસે ફરીઆદ કરવા ગયા. તે દુષ્ટ સરદારે મારા દીકરાને સીપાઇ કને પરાણે પકડાવ્યો. અને પોતાની રૂબરૂ ખડો કર્યો. અને તેની એવી મોટી તકસીર ન જોયા છતાં તેનું ખુન કરાવ્યું. આપ આ વયોવૃદ્ધ અબળાને સહાય કરો અને તેનું વેર લેવા માટે કંઇક વિચાર કરો. જો આપ નામદાર કંઈ ઉપાય નહિ લીઓ તો તેનું પરીણામ કંઇ સારૂ નહિ આવે. તે દુષ્ટ રાજા સ્વતંત્ર થતો જશે અને આખરે આપને કાંઇ

પણ રીતે ગણકારશે નહિ એટલુંજ નહિ, પણ આપનો તીરસ્કાર કરી સંતોષ પામશે. આપના તાબાનો માણસ છે, છતાં આપને પુછાવ્યા શીવાય મારા છોકરાનો શીરચ્છેદ કર્યો છે. એ શું ઓછી ઉદ્ધતાઇનું પગલું તેણે ભર્યું છે ? આવાં ડોસીના દીનોદ્દગાર શ્રવણ કરી પાદશાહ બહુજ ખેદીત થયો અને રાણાજી ઉપર બહુજ ગુસ્સે થયો. કચેરીના માણસો પણ રાણાજીના આવા જુલમથી મનમાં બહુજ ચીડાયા અને પાદશાહને ઉશ્કેરવા લાગ્યા. કચેરીના માણસોએ પાદશાહને ખૂબ ભંભેર્યો અને કહેવા લાગ્યા કે "નામદાર આપણી ઇસ્લામી રૈયતનું રજપુત રાજા બીન તકસીરે ખુન કરે અને આપણે તેને નશીયત ન આપીએ તો વ્યાજબી ગણાય નહિ. આ ખુન ખરેખર આપણો તીરસ્કાર કરવા અને આપણને ચીડવવા કરેલ હશે."

પાદશાહ બોલ્યો—હા, હા ખરેખર તે દુષ્ટ રાજાને નશીયત આપવી તે વીના એ સીધો ચાલશે નહિ, એટલુંજ નહિ પણ તે સ્વતંત્ર થવાની ઇચ્છા કરશે. જ્યારથી તે અહીંથી ગુપ્ત રીતે સટકી ગયો છે ત્યારથી તેના મગજમાં પવન ભરાયોછે. જેથી બીલકુલ દાદ દેતો નથી, એટલુંજ નહિ પણ આવા ગુન્હા કરી આપણો ગુસ્સો તાજો કરે છે. તે જાણતો નહિ હોય કે ગમે તેવો તોય હું આખી ગુર્જર ભુમીનો પાદશાહ છું, મારાથી તે કેટલે ફાવીને જશે. તેની શું તાકાત છે ? થોડા ગામડાનો ધણી છે તેથી શું થયું ? ગમે તેવો તોય મારો તો નોકર ! કાજી કહે "નામદાર હીંદુ રાજાના મગજમાં આજકાલ બહુજ પવન ભરાઇ ગયો છે તેને જ્યાં સુધી દુવા મળશે નહિ ત્યાં સુધી તે ગર્વીષ્ટ થઇ કુદકા મારશે. આપણી

જાહોજલાલીનો પણ વિચાર નહિ રાખે" પાદશાહે કહ્યું–ખરી વાત છે કાજી ! તે ખુનનો જવાબ દેવા સારૂ તેના ઉપર કાગળ લખી જાસુસને મોકલો, તે અહીં હાજર થાય નહીતર પછી તેને જોઇ લેશું કે તે કેટલોક દુર જાય છે. કાજી કહે બહુ સારૂ નામદાર. હું કાગળ લખી આપને વંચાવુંછું (થોડીવાર પછી વંચાવે છે.)

સાંભળો નામદાર આ પ્રમાણે લખ્યો છે.

સ્વસ્તી શ્રી રાણપોર શુભસ્થાને ગોહિલ શ્રી રાણાજીની આ. અમદાવાદથી લી. શાહ. મહમદશાહના લખીત વાંચજો. વિશેષ લખવાનું કે અત્રેનો રહીશ એક છોકરો જે મક્કે હજ કરવા સારૂ જતો હતો અને જે રાણપોરમાં હંગામી મુકામ કરી રહ્યો હતો તેનું તમોએ ખુન કરાવ્યું છે, તો તેનો જવાબ દેવા સારૂ આયંદેથી દીન ૧૫ પંદરની અંદર તમારે જાતે હાજર થવું નહિતર મુદત વિત્યાબાદ વાજબી હુકમ કરવામાં આવશે. એજ તા૦ વાર.

હુકમથી

**લી. કાજી નુરૂદીનના સલામ**

પાદશાહ બોલ્યો—ઠીક ! કાગળ તાકીદેથી મોકલી આપો અને જો આ કાગળનો અમલ કરે તો ભલે નહિતર તેનું રાજ્ય જીતી કબજે કરવું અને રાણાજીને પકડી કેદ નશીન કરવો. રાણાજીના કમકમાટી ઉપજાવે તેવા કૃત્યથી શાહ એટલો બધો ગુસ્સે થયો હતો કે તેની આંખો લાલચોળ થઈ હતી. તેનો ચ્હેરો કંઈ જુદાજ રૂપમાં દેખાતો હતો. તેનું આખું શરીર જાણે ધ્રુજતું હોય નહી એમ જણાતું હતું. કચેરીના માણસો પણ રાણાજીની જુલમ બ-

રેલી વર્તણુક માટે ખેદ બતાવી શાહને ઉશ્કેરતા હતા. હિંદુઓમાં કેવો પવન ભરાયો છે, તેઓની નીતી કેવી ભ્રષ્ટ થઇ છે, દયાના અંકુરો તો બીલકુલ છેજ નહિ, માણુસનાં ખુન કરતાં પણ જરા વિચાર કરતા નથી. એમ વીધ વીધ રીતે વાતચિત્ત કરી એક બીજાના અંતઃકરણમાં ક્રોધનો ઝેરી પવન ભરતા હતા. દરેક લડવાને તૈયાર થતા હોય એમ ઊંચા નીચા થતા હતા. રાણાજી ખુનનો જવાબ દેવા સારૂ આવશે કે નહિ એમ શંકીત મન કરી વિચારમાં ને વિચારમાં લીન થઈ વખત વીતવતા હતા.

---

## પ્રકરણ ૧૬ મું.

## રાજકચેરીમાં રાણાજી.

રાણોજી એક વખતે રાજકચેરીમાં ભવ્ય ઠાઠમાઠથી બીરાજેલો છે. કચેરીમંડળ પુર્ણ દમામથી રાજતું હતું, ગુણીકાનો મનોહર નાચ કચેરીના આલયમાં ચોદીશ ધુમવી રહ્યો હતો. રસગ્ન પુરૂષો મધુર ગાયન તથા નાચથી એકતાર થઇ રહ્યું હતું, અરસગ્ન પુરૂષો આનંદને અભાવે ઝોલા ખાતા હતા, ગુણીકાની દૃષ્ટી રાજા તરફ મીટોમીટ થઇ રહેલી હતી, શૃંગારરસની મનોહરતાથી રાણોજી પણ બહુજ ખુશી થતો હતો, અત્તર લવંડરની સુગંધ ચારે તરફ પ્રસરી રહી હતી, પુષ્પની પરીમળ પણ બ્હેકી રહી હતી, એવી ધામધુમ થતી હતી, ત્યાં જાસુસ અંદર આવવાની રજા માગે છે એમ દ્વારપાળે આવી રાજાને નમ્રતા સાથ જાહેર કર્યું, જેથી રાણાજીએ આવવાની રજા આપી. જાસુસ દ્વારપાળના કહેવાથી કચેરીમાં દાખલ થયો અને વીધીવત્ સલામ કરી કાગળ રાણાજીના હાથમાં આપ્યો અને કહ્યું કે આ કાગળ મહમદશા બેગડાએ આપેલ છે, તેનો જવાબ તુરત આપવા હુકમ કરેલ છે. રાણાજીએ કહ્યું "જાસુસ તમે જાઓ ભુજાઈખાને જમી આવો, હું કાગળ વાંચી જવાબ લખી કાઢું છું. તે ખાતે તમે નીશ્ચીંત રહો." જાસુસ

ને એક માણસ સાથે જમવા મોકલી આપ્યો. પછી રાણાજીએ તે કાગળ ફોડયો અને વાંચવા શરૂ કર્યું આ વખતે કચેરીમંડળમાં બેઠેલા માણસોના મન શું થોડા ધડતા હશે તે વાંચનારના ખ્યાલ બહાર નહી જાય એવી વાત છે. રાણોજી જેમ જેમ કાગળ વાંચતો ગયો તેમ તેમ તેના કોમળ મગજમાં ગુસ્સાનો આવેશ પ્રવેશ કરતો ગયો. ક્ષણીકમાં તે શાહ તરફ બેદરકાર હોઈ હસતો, ક્ષણીકમાં તે આંખો લાલચોળ કરતો. એમ જુદા જુદા અભીનયથી રાણાજીએ આખો કાગળ વાંચ્યો અને કચેરીમાં આવેશથી બોલી ઉઠયો. મહારા વહાલા મંત્રી સેનાપતી તથા ગૃહસ્થો:—"શાહ તરફથી આવેલા આ કાગળ (બતાવીને) ની મતલબ એવી છે કે થોડા રોજ પહેલાં આપણી હીંદુ ધર્મની લાગણી દુઃખવનાર એક યવન છોકરાએ જે ઉન્માદથી રાણપોરની રૈયતને હેરાન કરી હતી, તેનું ખુન કરવાથી તેની ઘરડી માતાએ અમદાવાદ જઇ શાહને ફરીઆદ કરેલ હશે અને જે ઉપરથી શાહે તે ખુનનો જવાબ દેવા સારૂ ત્યાં હાજર થવા મને આ કાગળથી ફરમાન કરેલ છે, અને વધારામાં લખે છે કે જો તમો હાજર નહિ થાઓ તો મુનાસબ કરવામાં આવશે આવી મતલબનો કાગળ મારા ઉપર છે. તો હવે તે બાબત વિવેચન કરવાનું કે, શું! એ શાહ આખી દુનીઆનો અધીપતી છે? શું! તે મારો ઉપરી છે? શું મારૂં રાજ્ય તેને ખંડણી ભરનારૂં છે! શું તે આમજ ડરાવવા બધાને પ્રયત્ન કરે છે? ફીકર નહિ. આ ગોહિલ રાજપુત્ર તેનાથી ડરી તેની માગણીને તાબે થનાર નથી. અલબત તેનું રાજ્ય મારાથી મોટું છે એને તેવું અભિમાન તેના મગજમાં પણ હશે, પણ ફીકર નહિ. ગમે તેવા તો અમે સીંહના બાળક છીએ, અમે તૃણ વિના ભુખે મરીએ તોપણ ઘાસનો ચારો કરવાવાળા નથી અરે સુખડના લાકડાને ગમે તેટલો તાપ નડે તોપણ તે પોતાની સુગંધ છોડતા નથી. તો અમો રજપુત અમારી ટેક કેમજ છોડીએ! કદી

નહિ. પ્રાણ એક વખત જવાનો છે, આ સંસાર અનીત્ય છે, સર્વ વસ્તુ ચળાયમાન છે, માત્ર કીર્તીજ ચળાયમાન નથી, તો કીર્ત્તીને માટે આપણે આપણો દેહ અર્પણ કરવો પડે તો શું થયું ! પણ ક્ષત્રીધર્મને ઝાંખપ આવે એવું નામર્દાઇનું કામ કરવાનું નથી. પ્રધાનજી તમે શાહને કાગળ લખી મોકલોકે રાણોજી તમારી માગણીને તાબે થનાર નથી. રાણાજીના ફરમાન મુજબ પ્રધાને કાગળ લખી કાઢ્યો અને રાણાજીને વંચાવ્યો જે પછી આવેલા જાસુસને દઇ જાસુસને વીદાય કર્યો. રાણાએ કચેરીમંડળના સર્વે માણસોને ધીરજથી ક્ષત્રી ધર્મ યથાસ્થીત કહી સંભળાવ્યો. કેશરીઆ કરવા એતો રજપુતોનું કર્ત્તવ્ય કર્મ છે, એમ રાણાજીએ જાહેર કર્યું; જેને આટંકી શુરા રાજપુત્રોએ ટેકો આપ્યો. શાહ તરફનો કંઇ પણ દરકાર રાખ્યા શીવાય કચેરીમંડળમાં આવેલા શખ્સો એક પછી એક રાજાના ઉભા થવાથી ઉભા થયા અને વીધીવત્ પ્રણામ કરી રવાના થતા ગયા.

---

## પ્રકરણ ૧૭ મું.

### મહમદશાહની કચેરીમાં રાણાજીનો કાગળ.

મહમદશાહે પોતાની મુસલમાન રૈયતના ખુનના માટે રાણાજી ઉપર જવાબ દેવા સારૂ કાગળ લખી જાસુસને મોકલ્યો હતો. જેનો જવાબ આવતાં શાહે કાજીને વાંચવા હુકમ કર્યો તેથી કાજી સાહેબે વાંચવો શરૂ કર્યો; તે નીચે મુજબઃ—

નેકનામદાર ખુદાવીંદ મહમદશાહની હજુરમાં—રાણપુરથી લી. ગોહિલ રજપુત રાણાજીના સલામ વાંચશો. વિશેષ લખવાનું જે આપ નામદારે આપની રૈયતના ખુનનો જવાબ દેવા સારૂ આપની રૂબરૂ હાજર થવા મને ફરમાન કરેલ, તેના જવાબમાં લખવાનું કે સદરહુ આપની રૈયતે અમારા હિંદુ ધર્મની વિરૂદ્ધ કટલાક અની-

તીનાં કામ જેવાકે ગોવધ કરવો, દેવસ્થાનની જગો વટલાવવી, હિંદુ અબળા ઉપર લાજ લેવાના ઇરાદાથી હુમલા કરવા, જ્યાં અબળાને જવા આવવાની જાહેર જગ્યા હોય ત્યાં જઇ બીભત્સ શબ્દો બોલવા અથવા ચાળા કરવા. ઇત્યાદી હીંદુઓની જાહેર લાગણી દુખાય એવા કૃત્યો કરવાથી અને વિશેષે હીંદુ પુજારીઓ-ને પુજા કરતી વખતે બાંગ પુકારવી: એમ ચારે તરફથી જુલમ ભરેલી વર્ત્તણુક ચલાવવાથી અમારામાં પુજ્ય ગણાતા વિપ્રોની ફ-રીઆદ પરથી અને તેમની નેક અને નીતીયુક્ત સલાહથી મેં તે છોકરાનું ખુન કરાવ્યું છે એ બાબત મારી કબુલાત છે. પરંતુ તે કૃત્ય મેં જો કે સાર્વજનીક રીતે ગુન્હાહીત ગણાય તોપણ ધર્મ અ-ને ન્યાયનો હેતુ પાર પાડવાના ઉદ્દેશથી કરેલું છે તેથી તે બાબત હું મારી વર્ત્તણુક ગુન્હાહીત હોય એમ હું માનતો નથી. એટલુંજ નહિ પણ કદાપી મેં ઇરાદાપુર્વક તે કૃત્ય કરેલું હોય અને કોઇપણ રી-તે ખાનગી બચાવ અર્થે કરેલું ન હોય તોપણ મારા સંસ્થાનની અં-દર થએલા ખુનનો જવાબ દેવા મારે આપની હજુર હાજર થવાની જરૂર છે એમ હું માનતો નથી, અને મને તેવી ફરજ પાડવી એ પણ મારા દરજ્જા તરફ આપે કંઈપણ નીઘા નથી કરી એમ બતાવણી કરેછે. જહાંપનાહ! આપને માલુમ હશે કે એક સાધારણ માણસની માફક સારા આબરૂદાર રજવાડાવાળાને આ-વી રીતે જવાબ દેવા સારૂ બોલાવવો એ કોઇ પણ રીતે મુનાસબ કર્યું કહેવાય નહિ, એટલુંજ નહિ પણ આપની તેવી વર્ત્તણુકથી અ-મારા ખુન તપી જાય એ કોઇ અસ્વાભાવિક નથી. જહાંપનાહ! આપે ખુનનો જવાબ દેવા સારૂ મને બોલાવવા હુકમ કર્યાથી અમા-રા શાણા સરદારો બહુજ ખીન્ન થયા છે, અને રજપુતોનું ઉઘાડી રીતે અપમાન થાય છે એમ તેઓ માને છે. જહાંપનાહ! વળી આપ એવા નીચ વરણના હલકા માણસના કહેવા ઉપરથી આવો

હુકમ કાઢયો છે એ જોતાં અમને બહુજ ખેદ થાય છે, જહાંપનાહ ! આપે "જો નહી આવો તો મુનાસબ કરવામાં આવશે" એવા શબ્દો જે કાગળમાં લખ્યા છે તે આપની શહેનશાહતને અછાજતા છે. અને અમારી સ્થીતી તરફ વિચાર કરીએ તો અમને હલકી પંકતીમાં દાખલ કર્યા હોય એમ ગણી શકાય. જહાંપનાહ ! ઉપરના કારણોને લઈને આપની હજુર હાજર થવાનું મેં વાજબી ધાર્યું નથી, અને તેમ છતાં આપ મારા વિષે આપને તીરસ્કાર થવાનું માની હ્યોતો આપની ભુલ ગણાશે. આવી રીતે અમારા ઉપર નહી છાજતો હુકમ જે આપે ફરમાવેલ છે અને તેથી જેટલે દરજે અમારી લાગણી દુભાણી છે તે તરફ અમે વિચાર કરી જોઈએ, તો આપને સભ્યતા પુર્વક કાગળ લખવો તે પણ વાજબી ગણી શકાય નહિ, તોપણ આપ એક રાજનગર જેવા મોટા પાયતખ્તના અધીપતી છો; અને મોટી સ્યાશતવાળા છો, અને મોટા માનને લાયક છો. એ તરફ દ્રષ્ટિગોચર કરીએ. આવો નમ્રતા સાથ જવાબ લખી મોકલી આપને તસ્દી આપીછે જેથી ભુલચુકને માટે ક્ષમા બક્ષી ફરી આવો અઘટીત હુકમ નહી ફરમાવવા શીરફરાજી કરી અનુગ્રહીત કરશો. એજ વીનતી તા.

રાણાજીના સલામ.

ઉપરનો કાગળ સાંભળતાં રાણાજીનું ખુન તપી ગયું, શું રાણાજી આટલો બધો અહંકારી થયો છે ! શું તે ક્ષત્રી ધર્મને માટે આટલો બધો મગરૂર રહેછે ! શું તે સ્વતંત્ર થઇ બેઠેલ છે અને શહેનશાહને માન નહી આપવા આતુર રહે છે ! શું શહેનશાહીને તે હલકી અને કીમત વિનાની ગણે છે ? શું આટલી બધી છુટથી મને કાગળ લખવા હીમંતવાન થાય છે? શું ! આવી બાબતમાં જવાબ દેવા સારૂ આવવા બંધાયેલો નથી એમ તે ગણે છે ! એમ શાહ મોટા અને બુલંદ અવાજથી ભર કચેરીમાં બોં

શી કહ્યો ત્યારે કાજી તથા બીજા ઉમરાવોએ ઊભા થઇ નમૃતા પૂર્વક જાહેર કર્યું કે નામદાર:—" આજ કાલ હીંદુ રાજાઓમાં સ્વતંત્ર થવાની ઉમેદ દીનપ્રતીદીન વધતી જાય છે. તેઓ પરાધીનતાને ધીકારે છે. યવન શહેનશાહીની કીમ્મત અને જાહોજલાલી કેવી અને કેટલે દરજ્જે છે તેનું યત્કીંચીત પણ ભાન રાખતા નથી. દીનપ્રતીદીન તેઓ પોતાના ધર્મની ઝનુનમાં અભીવૃદ્ધિ કરવાની ઉમેદ રાખે છે. ઇસ્લામી રાજગૌરવનું અસ્તીત્વ તેઓ સમજતા નથી. તેઓ છકેલા અને ઉન્મત્ત માતંગની માફક ફર્યા કરે છે અને જાણી જોઇને વીગ્રહ થવાનું કારણ શોધે છે. જે ખુન તેણે કર્યું છે તે ફક્ત આપણી મહમદ ધર્મની લાગણીના દુભવવાના હેતુથી અને શહેનશાહીનો તીરસ્કાર કરવાના હેતુથી કરેલું છે. જહાંપનાહ આપના ખ્યાલમાં હશે કે તેટલી નાની ઉમરનો છોકરો શું આટલે દરજ્જે હીંદુ ધર્મની લાગણી દુ:ખાય તેવું કૃત્ય કરે ! અરે ! તેણે બીચારી ઘરડી ડોસીને દુ:ખીઆરી બનાવી છે. હીંદુ રાજાઓ હીંસાથી ડરે છે અને ધર્મીષ્ટ હોવાનો દવો કરે છે, એ તેનો પ્રપંચ આજ આપની નજર આગળ ફુટે છે. શહેનશાહ, તેવા અકડ રજવાડાના અધીપતીને આપણે સજા કર્યા વિના જવા દેવા અને તીરસ્કાર સહન કર્યા કરવું એ કોઇ પણ રીતે છાજશે નહિ; માટે ગમે તેવે જોખમે તેને નશીયત આપી શહેનશાહી આણ મનાવવી એજ આપની કારકીર્દીનું ઉત્તમ સાર્થક ગણાય ! શાહે ઊમરાવનું આ ભાષણ એક ચીત્તે શ્રવણ કર્યું, અને ચમકી આસનપરથી ઉભો થઇ નીચે ઉતરી આગળ વધ્યો અને જાહેર કર્યું કે "મારા પ્યારા અમીર ઊમરાઓ:—રાણુપોર જેવા નાના તાલુકાના ધણીએ આવી રીતે કાગળ લખી મારૂં જેટલે દરજ્જે અપમાન કર્યું છે તેથી હું અણવાકેફગાર નથી એ તમે ખસુસ સમજજો. નીચ હીંદુઓ પરાધીનતાની ધુંસરી સહન કરી શકતા નથી એ આ ઉપરથી સ્વત:સીદ્ધ થાય છે. પરંતુ નીર્માલ્ય હોવાથી બાકી છ-

ણીને આપણો તીરસ્કાર કરે છે અને જ્યારે આપણા તરફથી ચાં-પતા ઉપાય લેવાય છે ત્યારે પાછા બકરી તુલ્ય બની શહેનશાહીને કબુલ રાખેછે એ તેનામાં મોટામાં મોટો અવગુણ છે. રાણપોરના ગોહીલ રાજાએ જે મોટી ગેરવર્તણુંક ચલાવી છે તેને માટે આપ-ણે પુરેપુરો વિચાર કરવાની જરૂર છે. એક વખત તે આપણી જે-લમાંથી બાગી છુટયો છે તેથી અહંકારી બની ગયોછે. પણ જા-ણતો નથી કે તેના જેવા ઉંદરને પકડવો એ મોટી વાત નથી. મારા પ્યારા બહાદુર ઉમરાવો હવે તમે જલદી રાણપોર તરફ કુ-ચ કરો અને તેને નશીયત આપવા સારૂ મારી રૂબરૂ જીવતો હા-જર કરો. તે નીચ દુરાચારીને હું કેટલે દરજ્જે હેરાન કરૂંછું તે ત-મે જોજો. માટે હું આજરોજ આ બીડું ફેરવું છું, તો માઇનો પુત હોય તે ઉઠી આ બીડું ઝપડી લ્યો." બીડું શાહે કચેરીમાં ફેરવ્યું ત્યારે શાહનો ભાણેજ જે બદ્રીનખાન હતો તેણે તુરતજ ઝડપી લી-ધું અને ખુદાને વાસ્તે લડવા તૈયાર થયો. આ બદ્રુખાન તે દીવસે-જ પરણી આવ્યો હતો જેથી પાદશાહે તેને નહી જવા ફરમાવ્યું પણ લડવાને અધીરો થઇ ગયેલ બદ્રુખાન મોટે સાદે બોલી ઉ-ઠયો "મરવું તો એક દીવસ છે એ વાત નીશ્ચયની છે. ત્યારે કી-ર્તી વિના શ્વાન માફક શૃંગાર ભોગવી જીંદગી ગાળવી એ માનવદે-હનું કર્તવ્ય નથી. રણભુમીમાં દેહ પડે તે એક હજ કરવા જેવા સ્થાનકમાં દેહ પડવા જેવું છે. મને ઘરખટલાનો મોહ છે, તેથી વિ-શેષ દરજ્જે રણસંગ્રામમાં લડી અક્ષયકીર્તી મેળવવાનો છે. અને જ્યારે ધર્મ સંકટની સહાયતા માટે લડવાનો ઉત્તમ પ્રસંગ મળે ત્યારે તો મને ઘરસંસારનો બીલકુલ મોહ નથી. માટે નામદાર મને ખુશીથી રજા આપો. હું લડવાને ખુશી છું, તે ફક્ત મારા નામને માટે અને ખુદાએ ફરમાવેલ ફરજ અનુસાર ધર્મની સહા-યતા માટે. હવે હું ચડી જાઊંછું અને મને સારી સૈન્ય આપો, જે-થી હું જહાંપનાહ આપનું નામ દીપાવી હલકા રજપુતોને નશીય-ત આપી શકું." બદ્રુખાનનું વીરત્વ જોઇ શાહે રજા આપી. અને

ગુરતનો પરણેલો છે, એવી હકીકત છતાં પણ નાખુશીથી રજા આ-પી. બદુખાન સીંહની માફક ગર્જના કરતો આગળ ચાલ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### રાણપોરમાં રણગર્જના.

બદુખાન જેવો અમદાવાદથી ઉપડ્યો તેવોજ તેણે પ્રથમથી એક જાસુસ મોકલી રાણપોરના ગોહીલ રાજાને લડવા બાબતની ચેતવણી આપી. ગોહીલ રાજા પણ યવન ચડી આવે છે એથી કંઇ ડગ્યો નહીં, તે પણ એક સીંહ જેવો બળવાન રાજવીર હતો. તેણે પોતાના બહાદુર યોદ્ધાઓને શુરાતન ચડાવી તૈયાર રાખ્યા. રણસામગ્રી પણ તૈયાર રાખી. લડવું તે ફક્ત કીર્ત્તીને માટે છે એ મ તે પણ સારી રીતે સમજતો હતો. તેથી તે અંતઃપુરમાં જઇ તે-ની રાણીઓને ધીર વીરના વચન કહી સંભળાવી ઉત્તેજીત કરી. સમશેર બહાદુરોને સમશેરનો રંગ લેવો એના જેવું ઉત્તમ બીજુ કંઇ નથી એમ રાણીઓ તરફથી ઉત્તર મળ્યો. જેથી ફરીને તેણે રાણીઓ પ્રત્યે કહ્યું.

"મારી પ્યારી રાણીઓઃ—તમે સર્વ સમજોછો એટલે વધારે ખુલાસાયુક્ત કહેવાની જરૂર રહેશે નહી જેથી સંક્ષેપમાં કહી બ-તાવું છું તે શ્રવણ કરો. આજે મારે ગુજરાતના પાદશાહના ભાણેજ બદુખાન જે વેર લેવા આવેલ છે તેના સામું થવાનું છે તેનું લશ્કર કુચ કરતું કરતું ધંધુકા નજીક આવી પહોંચ્યું છે મને સામા થવા તેણે કહેણ મોકલાવ્યું છે, જો આ વખતે તમારા મોહમાં લીન થઇ બેસી રહું તો મારા બાપ દાદાએ અદ્યાપીપર્યંત જે કીર્ત્તી મેળવી સ્વેત રંગ રાખ્યો છે તે શ્યામ થઇ જાય જેથી મારૂં જીવીત હું એક શ્વાન તુલ્ય ગણી શકું. લડાઇનો પ્રસંગ રજપુતોને માટે સ્વભાવિક

છે. અને એવો પ્રસંગ શ્રી જગદીશ્વર જો ન આપે તો વીરત્વની ખુબી જાહેરમાં આવે નહિ. આજે મારે લડવું પડે છે તે મારી વસ્તીનું શ્રેય કરતાં આવી પડેલ ધર્મ સંકષ્ટને માટે છે, જેથી મારો પ્રાણ ખોવો પડે તોપણ મને મનમાં વસવસો રહેશે નહિ શ્રી જગનીયંતાની જો કૃપા હશે તો વીજયી થઈ પાછો ફરૂંછું અને કદાચ મારી દેહ પડી જાય તો તમારે તમારો સતી ધર્મ સાચવી શીયળનું સંરક્ષણ કરવું. સતી અબળા પોતાના સતીત્વને માટે બહુજ હેરાન થાય છે, પરંતુ તેની નામના આ દુનીયામાં વધારે એટલુંજ નહિ પણ પરલોકમાં તેનું કલ્યાણ થાય છે. શાણી રાણીઓ તમે સર્વ સ્ત્રીઓના સામાન્ય ધર્મદર્શક પુસ્તકો ઘણાજ વાંચ્યા છે એટલુંજ નહિ પણ ઘણા ઉદાહરણો તમે અનુભવ્યા છે જેથી એ ખાતર વધારે ભલામણ કરવા જરૂર રહેતી નથી. હવે તમોને છેવટની શીખામણ એ આપવાની કે તમો સર્વે આપણા મહેલની અગાશી ઉપર બેસી શ્રી જગદીશ્વરની માળા જપતાં યુદ્ધસ્થાન તરફ દ્રષ્ટિગોચર કરજો. અને જ્યારે મારા માથાનું છત્ર ડગી જાય અને અદ્રશ્ય થાય ત્યારે તમો સમજી લેજો કે તમારો ઐહીક દુનીયામાં નીર્માણ થએલો વિવાહીત પતી સ્વર્ગારોહણ થયો. તમો સતી ધર્માનુસાર તત્પશ્ચાત ક્રીયા કરી મારી પછવાડે તમારો દેહ અર્પણ કરજો, અને તેમ કરવું તમારાથી જો ન બની શકે તો વીધવા ધર્મ બરાબર સાચવી ભક્તી અનુરાગી થઇ તમારી બાકીની જીંદગી ગુજારજો” વીરકળા તથા બીજી રાણીઓએ નમ્રતા સાથ કહ્યું કે “પ્રાણપતી એ બાબત આપ નીશ્ચીંત રહેશો. અમો અમારો ધર્મ ચુકશું નહિ. તમો નીડર થઇ લડજો અને અવીચ્છીન કીર્તી મેળવજો.” રાણાજી વીરકળા વીગેરેના વીર વચન સાંભળી યુદ્ધનો પોશાક ધારણ કરી રાણીઓને દીલાસો દઇ રણસંગ્રામમાં જવા નીકળ્યો. મેદાનમાં બદુખાનનું

લશ્કર પણ આવી પહોંચ્યું હતું. રાણોજી તથા તેનું સૈન્ય પણ સામે ચાલ્યું. બન્ને વચ્ચે જબરી લડાઇ ચાલી. આયુધોના ઝપાટા જાણે વીજળીનો દેખાવ દેતો હોય એમ જણાયા. રાણાજીના લશ્કરે યવન લશ્કરમાંના ઘણાખરાઓને કતલ કરી નાંખ્યા. રાણાજીના લશ્કરના પણ ઘણા માણસો કપાઇ ગયા. યુદ્ધ ઘણીવાર સુધી ચાલ્યું. બન્ને પક્ષવાળાના માણસોની પૂરી ખરાબી થઇ. લડતા લડતા રાણાજીનું છત્ર ડગ્યું; જે મહેલની અગાસી ઉપર યુદ્ધરંગ જોતી રાણાજીની અબળાઓએ જોયું, જેથી એક પછી એક મહેલની અંદરના કુવાની અંદર પડી. રાણોજી હજુ સુધી મૂઓ નહોતો પણ છત્રના કારણથી રાણીઓ રાણાજીને પડેલ સમજી કુવામાં પડી હતી. થોડીવાર પછી રાણોજી લડતા લડતા પડયો. બદુખાન રાણાજીને પડેલ જોઇ રાણાજીના મહેલમાં ગયો. અને વીરકળા જે ખરૂં જોતાં યુદ્ધનું કારણ હતું તેને શોધવા લાગ્યો. વીરકળાની તપાસ કરી પણ મળી નહિ. વીરકળાની ખબર પડતાં કુવામાંથી બહાર કાઢી. વીરકળા કુવાની અંદરના ઝાડ ઉપર ચડી સંતાઇ બેઠી હતી જેથી તેણીને કંઇ ઇજા થઇ નહોતી. વીરકળાને બહાર કાઢી કે તરતજ તેણી સટકી ગઇ, અને મહેલની અંદર જઇ ચળકતી તરવાર લઇ આવી બદુખાન સામી થઇ. બદુખાનને કતલ કરી નાંખ્યો. ત્યાર પછી વીરકળા પોતાના ધણીના સબની શોધમાં રણસ્થળમાં ગઇ ત્યાંથી સબ શોધી કાઢી. ચેહ ખડકી સબને સાથે લઇ જય અંબે! જય અંબેના ઉચ્ચાર કરતી, જવલંત અગ્નીમાં બળી ભસ્મીભુત થઇ ગઇ. અને સતીધર્મ પ્રમાણે વર્તન ચલાવી સતી સ્ત્રીના પરમ ઉત્કૃષ્ટ પદને પામી. ધન્ય છે તે વીરાંગના કે જેણે ગોહીલકુળ દીપાવ્યું.

સમાપ્ત.

## અગાઉથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના મુબારક નામનું લીસ્ટ.

| | | |
|---|---|---|
| મો. બા. પ્રતીપાળ બાઇ શ્રી રાણીજી બા. | મોરબી. | ૧૫૦ |
| " " " " મણીબા | " | ૧૦૦ |
| " " " માતુશ્રી ઝાલીમા | " | ૨૫ |
| " " " બાઇશ્રી હમજુબા | " | ૨૫ |
| જાડેજા રાયધણજી બહાદુર | તેરા | ૨૫ |
| શેઠ નથુભાઇ કરપારામભાઇ | જુનાગઢ | ૫૦ |
| મહેરબાન. ડબલ્યુ. એચ વાઇટ સાહેબ. મેનેજર કાઠીઆવાડ રેલ્વે | મોરબી. | ૧૦ |
| મહેરબાન મોરારજી મંગળજી હજુર પર્સનલ આસિસ્ટન્ટ | મોરબી. | ૪ |
| શેઠ વનેચંદ પોપટભાઇ | " | ૨ |
| કુમારશ્રી જાલુબા વીરમજી | બેલા. | ૨ |
| કુમારશ્રી શીવસીંહજી બાપુભા | મોડપર | ૨ |
| જાડેજા શ્રી માનસંગજી ભાવસંગજી | ધુનડા | ૪ |
| રા. રા. ભાણજી કાનજી જામદારખાનાના સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ | મોરબી. | ૨ |
| મહેરબાન શેઠસાહેબ હોરમસજી દીનશાજી વાડીઆ ઓડીટર અને એકાઉન્ટન્ટ મોરબી રેલ્વે | મોરબી. | ૫ |
| રા. રા. કેશવજી પાશવીર હેડ કલાર્ક | મો. રેલ્વે. | ૨ |
| રા. રા. શંકર રાવસાહેબ કલાર્ક | મો. રેલ્વે. | ૧ |
| મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટણી પ્રાઇવેટ સેક્રેટરી ટુ હીઝ હાઇનેસ | ભાવનગર. | ૧૦ |
| " સુંદરજી લક્ષ્મીચંદ મહાલકારી | ટંકારા | ૧૦ |
| રા. રા. પોપટ અમરશી વહીવટદાર | જેતપુર | ૫ |
| મહેરબાન રાઘવભાઇ જેઠાણી | જામનગર | ૫ |

| નામ | ગામ | નકલ |
| --- | --- | --- |
| મેમણ જમાલ પીરમામદ<br>હાજી કાસમ તથા તારમામદ<br>જુમાણી તથા સલેમાન<br>જુસબ તથા ઉમર સુમાર | મોરબી | ૪ |
| શા. રા. કીપાશંકર જુઝા સ્ટેશન માસ્તર | ” | ૨ |
| ” ” ઘેલારામ મુળચંદ કોચીંગ કલાર્ક | ” | ૧ |
| ” ” હેમચંદ કુશળચંદ સીગ્નેલર | ” | ૧ |
| ” ” સદાશીવ એન. ” | ” | ૧ |
| ” ” કેશવલાલ પી. ચેકર | ” | ૧ |
| ” ” ગોકળદાસ ઠાકરશી. ગુડઝકલાર્ક | ” | ૧ |
| ” ” કરૂણાશંકર કેન્ડીડેઈટ | ” | ૧ |
| મહારાજ શ્રી શેશાચાર્યજી રામમહોલના મુખી | ” | ૪ |
| શા. રા. મણીશંકર નારણજી | ” | ૫ |
| ” ” નેણસી વખતચંદ તલાટી | વીજાપર | ૩ |
| ” ” મેતા માધવજી કીરચંદ | મોરબી | ૨ |
| ” ” કુમાનગર કાસમ અબ્દેરહેમાન પેઇન્ટર | ” | ૨ |
| ” ” લલુ કુબેર ટાઇમકીપર | ” | ૧ |
| ” લાલજી જીવણ. કેન્ડીડેટ હજુરકોર્ટ. | ” | ૧ |
| ” ” મયાશંકર અમરચંદભાઇ. રેલ્વે | ” | ૨ |
| ” ” ઓધડલાલ ખીમચંદ ” | ” | ૧ |
| ” ” રાયચંદ એલ ઠાકોર ” | ” | ૧ |
| ” ” ફુલચંદ હેમચંદ ” | ” | ૧ |
| ” ” હાનજી પ્રભુદાસ ” | ” | ૧ |
| ” ” દોલતચંદ મીઠા ” | ” | ૧ |
| ” ” ગવરીશંકરભાઇ કેમ્પકલાર્ક રેલ્વે. | ભાવનગર | ૨ |
| ” ” અભેચંદ ખેતસી ટાઇમકીપર | મોરબી. | ૨ |
| ખવાસ ભીખા સગરામ પટાવાળા હજુરકોર્ટ | ” | ૧ |
| મહેતા રાઘવજી કાળીદાસ સરાફ | ” | ૧ |

| | | |
|---|---|---|
| શાહ હલીચંદ ફુલચંદ સરાફ | મોરબી | ૧ |
| " લખમીચંદ જુઠા " | " | ૧ |
| સંઘવી ધર્મશી ઘેલા " | " | ૧ |
| રા. લખમીશંકર પોપટ હજુરકાર્ટ કેન્ડીડેટ | " | ૨ |
| રા. રા. મહમદ અલીખાં પોસ્ટ માસ્તર | " | ૧ |
| " " વીધાશંકર દલપત્તરામ સબ એક. કમીશન | " | ૨૦ |
| મેમણ અલી હાજી લતીબ કન્ટ્રાકટર | " | ૫ |
| " વલી સલેમાન " | " | ૩ |
| સૈયદ વલીમામદ મામદઅલી ઇજારદાર | " | ૧ |
| રા. રા. જગનનાથ વનમાલી ટયુટર રાજકુમાર કોલેજ | રાજકોટ | ૧ |
| કુમારશ્રી શીવસીંહજી ચંદ્રસીંહજી | બેલા | ૧ |
| કુમારશ્રી રણમલસીંહજી ખેંગારજી | સીધાવદર | ૪ |
| રાજ્યગોર નાનજી પરશોતમ જામનગર સ્વદેશ નાટક સમાજના માલીક. | મોરબી | ૫ |
| રા. રા. દોશી દુર્લભજી જાદવજી પ્રાંત કારકુન | રાજકોટ | ૬ |
| મહેતા કુશળચંદ પાનાચંદ વેપારી | " | ૪ |
| રા. રા. ચત્રભુજ બેચર વહીવટદાર | બરવાળા | ૫ |
| " " જેશંકર વિશ્વનાથ તલાટી | મોરબી | ૩ |
| " " વોરા હસન કાદીભાઇ વેપારી | " | ૨ |
| રા. બાણજી રણછોડ પીઓનકુ મહારાજા સાહેબ | " | ૫ |
| રા. રા હરીકૃષ્ન ઇશ્વર દવે વકીલ | કચ્છ-ભુજ | ૧ |
| ખવાસ કનુ ખોડા નજરબાગ સર્વીસ | મોરબી | ૧ |
| " હીરજી સવા કોચમેન | " | ૧ |
| " નારણ પુંજા ગાડીવાન | " | ૧ |
| રા. રા. માતાદીન સાહેબ ઓવરસીયર | મોરબી | ૧ |
| " " કાનજી દયાશંકર ઓવરસીયર કારકુન કોટડા સાંગાણી | મોરબી | ૨ |

| | | |
|---|---|---|
| " " સોની પોપટ જીવણ | મોરબી | ૨ |
| રા. ગામોટ જટાશંકર ઝીણા હી. દ. ક. | " | ૨ |
| રા. રા મનસુખ રાજપાળ કોરનટાઇન કલાર્ક | વવાણીઆ | ૬ |
| " " નથુ આણંદા સ્ટેશન માસ્તર | " | ૬ |
| શેઠ દામજીભાઇ લખમીચંદ અરીઠુના ઇજારદાર | મુંબાઇ | ૧૦ |
| ખવાસ રામજી નથુ | મોરબી | ૨ |
| સીદી મામદ સાલમીન | " | ૨ |
| ખવાસ પ્રાગજી રણછોડ | " | ૨ |
| " નારણ ડુંગર. | " | ૧ |
| નામદાર ઇડરના મહારાજા સાહેબ | ઇડર | ૧૦ |
| મહેરબાન મોહનલાલભાઇ માજીસ્ટ્રેટ | ભુજ | ૫ |
| રા. રા. વનેચંદ પાનાચંદ પોલીસપટેલ. | વેજલપર | ૨ |
| જાડેજા શ્રી મેરૂભા સાહેબ દરબાર | " | ૨ |
| રા. રા કાલુ હીરા પોલીસપટેલ. | પીપલીઆ | ૨ |
| " " જુમા બારબ " | ફગસીઆ | ૨ |
| " " શંકરલાલ દયાળજી " | મોટીબરાળ | ૨ |
| " " કરણાજી દેવાજી " | કુંતાસી | ૨ |
| " " અમરસંગ વેરાજી " | નાનીબરાળ | ૬ |
| " " મનુભા કેશરીસંગ " | મોટા ભેળા | ૨ |
| " " દેવસી મોતીચંદ | મોડપર | ૨ |
| નેકનામદાર ઠાકોર સાહેબ વખતસીંગજી બહાદુર | સાયલા | ૫ |
| રા. રા. જાદવજી ભુદરજી પોલીસપટેલ. | ખેવાળીઆ. | ૨ |
| " " સુખલાલ ખીમચંદ " | સરવડ | ૨ |
| " " ડાહ્યાલાલ ઝવેરચંદ " | દેરાળા | ૨ |
| " " ખોડા કાનજી " | માણેકવાડા | ૨ |
| " " ભુપતસંગ ખેંગારજી " | મોટી વાવડી | ૨ |
| જાની ત્રીભોવન જગજીવન મરચન્ટ | રાજકોટ | ૬ |
| મે. આર. બી. બુથ. એનજીનીયર | " | ૧૫ |

| | | |
|---|---|---|
| ” નાગજી નેણસી થાણદાર | ચોક | ૧૫ |
| ” ફૂલચંદ ચાભુજ પોસ્ટમાસ્તર | મોરબી | ૩ |
| ” જોશી પ્રભાશંકર વલમજી એકા. મોરબી રેલ્વેવર્કશોપ | | ૩ |
| રા જુમા હસન ગેઈટકીપર | ” | ૩ |
| રા. રા. સુંદરલાલ ચતુરલાલ કચ્છ-ભુજ એજન્સી ઓફીસ | | ૩ |
| ” ” બાળકીષ્નાદાસ બી. કાજી પ્લીડર | રાજકોટ | ૧ |
| ” ” હરીશંકર અને પંડયા ” | ” | ૧ |
| જાડેજા શ્રી ગોવિંદસંગજી બારાજી દરબાર નવાનાગડાવાસ | | ૩ |
| કુમારશ્રી રાયસંગજી અભેસંગજી ” | ” | ૩ |
| રા રા. સોમનાથ કલ્યાણજી કામદાર | ” | ૩ |
| વોરા બુઢાભાઇ મામદભાઇ કન્ટ્રાકટર | મોરબી | ૬ |
| મેતા. કેશવજી જસરાજ કામદાર | સજનપર | ૬ |
| કંદોઇ ઓધડ દોલા | મોરબી | ૨ |
| મે. નંદકૃષ્નલાલ રત્નલાલ મજમુદાર ન્યાયાધીશ સાહેબ | નાંદોદ-રાજપીપળા | ૫ |
| રા. રા. નાથાભાઇ દામોદરદાસ પારેખ | નાંદોદ | ૧ |
| શાહ ભીમજી જીવા | જામનગર | ૧ |
| માસ્તર રવીચંદ અભેચંદ | ધોરાજી | ૧ |
| રા. રા. નેમચંદ વિ. ચત્રભુજ વોરા પો. સુ ઓફીસ | જામનગર | ૧ |
| શેઠ પ્રેમજી ગાંગજી વેપારી | સોખડા | ૩ |
| ” વાલજી વખતચંદ ” | ” | ૩ |
| સુથાર ગલા દેવા ઘડીઆળી | મોરબી | ૩ |
| રા. લલુ વિઘારામ ફોટોગ્રાફર | વીરમગામ | ૩ |
| શાહ લલુ પાનાચંદ ” | વઢવાણકાંપ | ૫ |
| મેતા નારદલાલ નથુરામ કામદાર | આમરણ | ૫ |
| ડાકટર ગુલાબ મોતી પેડાક સુ. | વાંકાનેર | ૩ |
| રા. જયશંકર પરશોતમ સ્કુલમાસ્તર | ” | ૩ |
| રા. ત્રીભોવન લાધા પેલા. આ. માસ્તર | ” | ૩ |

શા. ડાહ્યા હરચંદ રપે. આ. માસ્તર „ ૩
સંઘવી શામજી અંદરજી મારફતીઆ „ ૩
મી. અમરચંદ અભેચંદ ફોર્યીંગ કલાર્ક રાજકોટ ૩
શેઠ. ન્યાલચંદ મોરારજી શરાફ શાયણુ ૧૦
„ ઉમર જમાલ જીનીંગ ફેકટરીવાળા મોરબી ૧૦
„ વીઠલદાસ મોનજી નખત્રા અથવા મુંબાઇ ૧૦
કન્ટ્રાકટર કુંવરજી બાણુજી છગડા ૧૨
જાડેજા જીભા દરબાર સરવડ ૬
જાડેજા બાવસંગજી સરદારસંગજી મોટાભેળા બાયાત ૧
રા વૈકુંઠ કરસનજી ગાળા પો. પટેલ ૪
ફકીર નથુશા અસમાલસા પોલીસ મોરબી ૧
ખવાસ રામસીંગ બોધા „ „ ૧
મેહેરબાન ગવરીશંકર લક્ષ્મીશંકર ટ્રામ્વે મેનેજર „ ૨
કુમારશ્રી રતનસંગજી નાનભા સરવડ ૨
કુમારશ્રી અણુદુભા ભગવતસીંગજી મોટા ભેલા ૨
રા. ઓધડ વી. કાળુભાઇ કોન્સ્ટેબલ રાયટર ધ્રાંગધ્રા ૧
„ દેસળ નથુ ખારેડ મોરી કુવા પાસે ધ્રાંગધ્રા ૧
રાણાશ્રી બાપુભા સાહેબ ખરેડા વઢવાણુ ૩
„ બાલુભા સાહેબ „ „ ૩
ખવાસ ડુંગર કળાભાઇ ફોજદાર „ ૩
શે. મનુભાઇ પરગણા ફોજદાર વઢવાણુ ૩
ખવાસ અલુ મેર „ ૩
બાવલ મુળજી „ ૩